# સંસારચિત્ર.

યાને

# શાણી સુભદ્રા.

લખનાર.

લલ્લુભાઇ ગોકળદાસ પટેલ.

વાડીલાલ અમથા શાહ.

પ્રત—૧૦૦૦

અમદાવાદ

“ હિંદુસ્તાન ” પ્રીન્ટીંગ પ્રેસમાં શા૦

પ્રેમચંદ કસ્તુરચંદે છાપી.

સન ૧૮૮૯ સંવત ૧૯૪૫



કીંમત એક રૂપીયો.

# અર્પણ પત્રિકા.

## ગિતી.

ઉલટ ધરીને અંગે, સૂણીને કિર્તી તણી રૂડી છાપ;
ગ્રંથ કરૂં અર્પણ આ, સ્વીકારશો તે કૃપા કરી આપ;
વિદ્યા ઉત્તેજક છો, સુજ્ઞ, શિરોમણી ભૂપ રૂડા જાણી;
ગ્રંથાર્પણ કરૂં આજે, વિજય વિજય એ કહી મુખે વાણી.

## મનહર.

દિનના દયાળ ભૂપ, બુદ્ધિના વિશાળ કૂપ;
રૂપમાં અનુપ મતિ, અતિ સુખકારી છે;
પ્રજા હીત પાળનાર, અતિ દુઃખ ટાળનાર;
સજ્જન સંભાળનાર, ગુણ બલિહારી છે;
લીધી કેળવણી ઘણી, કુળ માંહિ દીપ મણી;
કિરતી શિખર તણી, ખ્યાત અતિ ભારી છે;
જાણીને પ્રતાપવાન **પ્રતાપસિંહજી** ભૂપ;
ગ્રંથ સાથ નામ જોડવાની આશ મારીછે.
ન્યાયમાં નિપુણ નેક ટેકને વિવેક અતી;
આપ શુભ કામ ઠામ, ઠામમાં જણાયજી;
ઈન્દુનું અધિક તેજ, શુદ તીથિમાં જણાય;
તેમ આપનો પ્રતાપ, ચોગમ ફેલાયજી.
અખંડ સુજસ અવની પરે અપાર લહો;
જાણીને પ્રતાપ વાન **પ્રતાપસિંહજી** ભૂપ;
કરૂં ગ્રંથ અર્પણ તે સ્વીકારશો તે રાયજી.

## વસંતતિલકા.

છો રત્ન રૂપ શુભ ભૂપ પ્રતાપવાન,
શાણા સચિવ નિરખ્યા વળી કિર્તીવાન;
પ્રેમે પ્રજા હીત ઉરે ધરતા સદાયે,
એવા દિવાન ગુણવાન **ઝવેરભાઈ**.
આ રમ્ય રાજ્ય નિરખ્યું ભૂમિ ગુર્જરીમાં,
રાજાજી રાજ્ય કરતા શુભ આ પૂરીમાં,
તે રાજ્ય ધામ તણુંજ નામજ **વાંસદા** છે,
દીસે પ્રતાપ પ્રભુનો સુખ સર્વદા છે.

હું છું આપનો—

શેવક, લલુ

# પ્રસ્તાવના.

હાલના વખતમાં ઘણી ઘણી જાતના નવાં નવાં પુસ્તકો, નવલ કથાઓ, નાટકો વિગેરે બહાર પડેછે. આમાંના કેટલાંક રાજ્યસંબંધી, કેટલાંક નિતિસંબંધી તથા વિદ્યાસંબંધીનાં હોયછે. હમણાં હમણાં પ્રિય વાંચકવૃંદોને નાટકોનો કે નવલ કથાનો (Novels) ઘણો શોખછે. પણ ગૃહરાજ ચલાવવામાં દંપત્તિને ઉપયોગી થઇ પડે તેવાં પુસ્તકો આપણી ગુજ્જર ભાષામાં ઘણા થોડાજ જોવામાં આવે છે જો કે આ ચોપડી પુરૂષોને તેમજ સ્ત્રીઓને ઉપયોગી થાય એવી રીતે લખવામાં આવી છે. પરંતુ પ્રિય વાચક વૃંદને પ્રિય થઈ પડે; પુસ્તક લખનારને ઘટતું ઉત્તેજન મળે, ગુજ્જર પ્રજાનો વાચન શોખ આનંદ ઉપજાવે; તોજ સમજીશું કે અમારા શ્રમનું સાર્થક થયું ॥

આ ચોપડી તૈયાર કરવામાં સુજ્ઞશામલાલ તથા ચંદ્ર મુખીની મદદ લીધીછે માટે તેમના કર્તાનો આભાર માનીએ છીએ—અમારા સુજ્ઞ ગ્રાહકો કે જેમણે અમને અગાઉથી ગ્રાહક થઈ મોટો આશ્રય આપ્યોછે તેમનો પણ આ સ્થળે આભાર માનીએ છીએ.

અખંડ પ્રૌઢ પ્રતાપ **મહારાઉલશ્રી પ્રતાપસિંહજી**—વાંસદાના રાણાજીનો તથા તેમના સુજ્ઞ દિવાન રા. સા. ઝવેર **ભાઇનાથાભાઇનો** અતિશય આભાર માનીએ છીએ—ભૂલ ચુકને માટે ક્ષમા.

**લી. તાબેદાર શેવક.**

**લખનાર.**

# સંસાર ચિત્ર.

## યાને

## શાણી સુભદ્રા

### પ્રકરણ ૧ લું.

સોનાપૂરીથી ત્રણ માઇલને છેટે હીરાબાગ નામે એક મનોહર, અને સુશોભીત ઝાડો તથા પૂષ્પોથી ભરપૂર સેષાવનના જેવો એક ચોરસ બાગ હતો. તેમાં ફળ ફુલાદિનાં વૃક્ષો, દ્રાક્ષ લલિત લતાઓ, આંબા, વડ, આદિ મોટાં વૃક્ષો હતાં. અને બાગની અંદર પશુ પક્ષીઓના રંગ બેરંગી આબેહુબ ચિત્રામણો બાગની આરસ દિવાલો પર ચિત્રેલાં હતાં. અંદર દાખલ થવાનો દરવાજો પૂર્વતરફનો હતો. તેના ઉપર કમાન હતી, અને કમાનની બંન્ને બાજુએ બે સિંહના પૂતળાં મૂકેલાં હતાં. દરવાજામાં પેઠા એટલે ચારે પાસે (બાજુએ) ઝાડી જેવી ઝાડની ઘટા અને વચે વચે ખરેલા પાંદડાથી ભરપૂર, પગે ચાલવાની સાંકડી નેળો નજરે પડતી હતી, નેળોની આસ પાસ કોસના વહેતાં નિર્મળ પાણી ભરેલી નીકો જોવામાં આવતી તી. તેમાં ચકલીઓ અને ખબુતરો ઠેકાણે ઠેકાણે ચાંચો બોળતાં, નાહાતાં તથા પાંખો ફફડાવતાં હતાં. કોસનો ચિચિકાર શબ્દ ઝાડોમાંથી આવતો કાને પડતો હતો—ચોપાસ—જામફળ, દાઢમ, સીતાફળ, જામફળ વીગરે બીજાં ઘણું મેવા ફળનાં નાહાના મોટાં વૃક્ષો તે બાગને દીપાવી રહ્યાં હતાં. કોઇ કોઈ જગાએ જુદાં જુદાં રંગનાં અને

જુદીજુદી વાસનાવાળાં પુષ્પો આંખ અનેનાકને ઈશ્વર પ્રસાદિથી તૃપ્ત કરતાં હતાં. કોઈ કોઈ ઠેકાણે પોપટ, મોર, કોયલ, ચકલી, ખબુતર, મેના, તથા બીજા ઘણી જાતનાં પક્ષીઓ બાગના ઝાડોના ફળ ખાતાં તથા વેરતાં હતાં. અને આખો દહાડો ત્યાં બેસનારના કાનને તેમના તીવ્રશબ્દોથી ભરી મૂકતાં. બાગની આસપાસ પણ ફરતા કોટની અંદર પ્રદક્ષિણા ફરવાને ચારે તરફ સડક હતી, ને તેમાં કેટલીક જગાએ ભૂલભૂલામણીના રસ્તા હતા. તે સડકની બંને બાજુએ, આંબાં, મેદી, ગુંદા, ગુંદી, પીપળ, લીંમડા, આસોપાલવ, સાગ, સીસમ, આંબલી, પલ્લાસ, શ્રીફળી, ફોફળી વિગરેના મોટાં વૃક્ષો એક ચોરસ આકારમાં ગોડવેલાં જોવામાં આવતાં હતાં. અને ઉપર વર્ણવેલાં વૃક્ષોથી થોડેક દૂર કેળ, બદામ, નારંગી, ચારોળી, જાંબુડી, જમરૂખી, સીતાફળી, અંજીર, એલાયચી, તજ વગેરે તેજાનાનાં વૃક્ષો હતાં, અને કોઇ કોઇ જગાએ ગુલાબ, ચંપા, ચંબેલી, જુઈ, જાસુદ, ગુલદાવદી, કરેણુ, બીલી, માલતી, વગેરે, ફુલ ઝાડ ખીલી રહયા હતાં, ચાર ખૂણે ચાર હોજ હતાં અને તેમાં નાના નાના પણ શુંદર રંગથી રંગેલાં કોટીયાં મૂકેલાં હતાં. તેમાં રંગ બેરંગી માંછલાં, અને બીજાં ઘણી જાતનાં જળચર જંતુઓ જળ ક્રીડા કરતાં હતાં.

બાગની પાછળ અને કોટની નજીક જંગલી જાનવરો રાખવાનાં પાંજરાં હતાં. તેમાં વાઘ, વરૂ, રીંછ, સિંહ, ચિત્તા, જીરાફ, કસ્તુરીમૃગ, સારસ, સસલાં, ગેડાં, વિગરેને રાખવામાં આવતાં હતાં. તે સિવાય તે બાગમાં હાથી, ઘોડા, ગાય, બળદ, ભેંસ, વીગરે પણ હતાં. બાગની મધ્ય ભાગે નાની વાવ હતી. અને તે વાવ ઉપર એક સુંદર

મનોરંજક નાની બંગલી હતી. જેની અંદર સર્વજાતની ઉપયોગી વસ્તુ આવી રહી હતી.

આ બંગલામાં રહેનાર ડાહયો, નિરલોભી, ગંભીર, મળતાવળો અને સર્વ ગુણોથી ભરપુર એવો એક મોતીલાલ નામનો ધનાઢ્ય શ્રીંમત નગરશેઠ હતો. પોતે બુદ્ધિમાન નિર્વ્યસની, ને ગુણી હતો ને તેની કાન્તી દરેકને મોહપમાડે તેવી હતી.

મોતીલાલની સ્ત્રી પણ રૂપ રંભા જેવી પતિવૃતા, ડાહી ને ભણેલી હતી. તેનું નામ રૂક્ષમણી હતું. પોતે, પોતાના ધણિ પ્રત્યે કેવી રીતે ચાલવું, તેના તરફ પોતાનો ધર્મ શા છે તે તે સઘળુ જાણુતી હતી. તેથી તે પોતાના સ્વામિનાથને પોતાના પ્રાણ કરતાં પણ વધારે ચાહતી હતી. અને મોતીલાલ પણ તેને પોતાના પ્રાણથી અધિક ચાહતો હતો. એ રીતે એક બીજા પર અરસપરસ ઘણો પ્યાર હતો. કેટલોક કાળ તેમને સુખમાં કાહાડયો પણ માણસને દશી વીશી આવ્યાંજકરે છે તે પ્રમાણે તેમને પણ થવા લાગ્યું, ને દરિદ્રતાએ તેનો પગ તેમના સુખમાં નાંખ્યો અને રહેતે રહેતે તેઓ ઘણીજ દરિદ્રવસ્થામાં આવી પડ્યાં. તેથી તેઓને તે ગામછોડી જવાની જરૂર પડી. તેથી તેઓ સોનાપુરી છોડીને કર્ણાવતી નગરીમાં ગયાં.

જ્યારે માણસને દુઃખ આવે છે ત્યારે ચારે તરફથી આવેછે, ને આવેછે ત્યારે તેના છેડો જલદી આવતો નથી. તે પ્રમાણે મોતીલાલ અને રૂક્ષમણી ઉપર બધી તરફથી દુઃખ આવવા લાગ્યું. એકતો તેમને તેમનું મકાન વેચવું પડ્યું, બીજું તે નગરી છોડી બીજી નગરીમાં જવું પડ્યું, પણ આટલેથી કંઈ બસ થયું નહોતું. ત્યાં (કર્ણાવતીમાં) ગયા

ને થોડા દિવસ પછી રૂક્ષમણીના પેટમાં દુઃખાવો થવા લાગ્યો ને જોત જોતામાં તે વધી ગયો. તેમને ત્યાં હજી એક ભીમો કરીને ચાકર રહેતો હતો. (કેમકે ભાગ્યું ભાગ્યું પણ ભરૂચ હતું) તે ડાકતર સાહેબને તેડવા દોડયો. અને તે નગરીમાં વાત ચાલી કે પેલાં સોનાપૂરીના શેઠાણી અહીં આવ્યાં છે. તેમને ઘણોજ મંદવાડ થઈ ગયો છે. ડાકતર સાહેબે તેની મંદ નાડીને પગ શીતલ થયેલા જોઈને દીલગીરીનું ચીન્હ બતાવ્યું. એટલે મોતીલાલે પૂછ્યું કે "સાહેબ, કેમ લાગે છે?"

**ડાકતર**—ઈશ્વર બચાવેતો બચે કારણ કે નાડી ઘણીજ મંદ પડી ગઈ છે.

ડાકતર સાહેબની સાથે ભીમો ગયો ને તે દવા લાવ્યો. દવા પાઇ પણ કંઇ ફેર પડયો નહીં, એટલે સર્વે વિચાર્યું કે. હવે રૂક્ષમણીબા લાંબો વખત કાહાડે એમ જણાતું નથી. તેથી સઘળાં ઉદાસ થવા લાગ્યાં. ને કેટલાંકની આંખોમાંથી તો ચોધારાં આસું ચાલવા માંડયાં.

શંભુલાલની ઉમર આ વખતે ૧૫ વરસની હતી, શંભુલાલથી આ વખતે પોતાની માનું દુઃખ જોઈ શકાયું નહીં. પોતાનું હવે શું થશે, એવા વિચારમાં ને વિચારમાં અતિ મુઝાતો મનમાં ને મનમાં રડવા લાગ્યો પણ મનનો ઉભરો મનમાં નહી રહી શકવાથી એકદમ બહાર નિકળી આવ્યો.

રૂક્ષમણી પણ પોતાના મનમાં સમજી ગઇ હતી કે હવે હું ઝાઝા દહાડા નહીં કાઢું તેથી તે પોતાના પુત્ર (શંભુલાલ) ને રડતો જોઈ બોલી કે "બેટા તું રડ નહીં. તું હવે મોટો થયો છું. તારે તો સર્વેને ધીરજ આપવી

જોઈએ. તું શા માટે દીલગીર થાય છે? હવે છેવટે હું જે કહું તે ઉપર ધ્યાન રાખ. તારા પિતાને કદી દુભવીશ નહી, ને તારા નાના ભાઈને તારી સાથે રાખજે ને એને કંઈપણ દુઃખ પડવા દઈશ નહી. તારા બાપની આબરૂ વધે તેમ ચાલજે મારે તને એટલુંજ કહેવાનું છે.''

મોતીલાલતો ઘણાજ શોકાતુર થઈ ગયા હતા. જો કે તેઓ ભણેલા અને ધૈર્યવાળા હતા પણ આ વખતે તો તેમને પોતાની ધીરજ છોડી દીધી હતી. તેમને શોકાતુર દેખીને રૂક્ષમણી બોલી કેઃ—

''परिवार्तिनिसंसारेमृतःकोवानजायते''

**અર્થ**—આ સંસારમાં મરણ ન પામે એવું પ્રાણી કોણ જન્મતું નથી. અને બળી બોલી કે—

## श्लोक

एकवृक्षसमारुढारात्रौनानाविहंगमा ।
तेप्रभातेदिशोयांतिकातत्रपरिवेदना ॥

**અર્થ**—જેમ એક ઝાડને વિષે અનેક જાતના ઘણાં પક્ષીઓ સંધ્યાકાળે ભેગાં થાય છે ને રાત વાસો કરે છે, પણ સવાર પડતાંમાં તો તેઓ ઉઠીને જુદી જુદી દિશાએ ઉડી જાય છે તેમ આ સંસારમાં પણ અનેક રૂપાળા ગુણવાળા પુરૂષો આવી રહેલા છે. તેઓ આ પૃથ્વીપર થોડાં બરસ રહી ચાલી જવાનાંજ. કોઈ અહીં સદાકાળ રહ્યું નથી, રહેતું નથી, ને રહેવાનું પણ નથી. માટે તમે મિથ્યા શોક તજી દો. તમે જાણો છો કે જે ફુલ સવારમાં ખી-

લે છે તે સાંજે કરમાવવાનેજ વાસ્તે માટે તમે હવે શોક તજી દો.

તમારાં બાળકો પર તમે નજર કરો. તમારે તેમને ધીરજ આપી ઘણી રીતે સંભાળવાનાં છે. શંભુલાલતો મોટો થયો છે, ને વળી સમજુ છે, પણ હજી આ ભગવાન-નાનો છે તેની તમે સારી રીતે સંભાળ રાખજો. મારે તમને એમ કહેવું ન જોઇએ કારણ કે તમે ઘણા સમજુ છો પણ પ્રેમ મને બોલવાને આકર્ષણ કરે છે. તેથી મારે તમને બેચાર શબ્દો કહેવાના છે, તે કહેવાને આપની રજા માગુ છું. એટલે મારો કહેવાનો ભાવાર્થ એમ નથી કે તમે પણ એમ કરશો. એમ કહી નીચેની વાત તેમને કહી.

"એક શેઠને તેની સ્ત્રીપર ઘણો પ્યાર હતો. એક બીજાથી તેમનાં ચિત્ત કોઇ દિવસ જુદાં પડતાંજ નહી. તેમના ઘરમાં એક થાંભલા ઉપર એક ચકલીએ પોતાનો માળો બાંધ્યો હતો, તેમાં નર માદા બંને રહેતાં હતાં ને આનંદ કરતાં હતાં. ચકલીએ ઈંડા મૂકયાંને તેના બચ્ચાં થયાં તેની બંને જણ બહુ સંભાળ રાખે. એક દિવસે ચકલી મરી ગઈ. થોડા દહાડા પછી ચકલો બીજી ચકલી લાવ્યો, બે જણાંએ મળી તે બચ્ચાંને ધકેલી કાઢયાં ને ઉડવા નહી શીખેલા હોવાથી જમીનપર પડી મરી જાત, પણ પેલી સ્ત્રી જે ત્યાં સારા ભાગ્યે આવી પહોંચી હતી ને જે આ સઘળું કૌતક જોતી હતી તેણે ઝીલી લીધાં. તેમનો વિચાર કરી તે રોવા લાગી. ને તે બચ્ચાંને છાતી સરસાં ધરી રાખી વધારે ને વધારે રોવા લાગી."

"એટલામાં તે શેઠ આવ્યો. પોતાની સ્ત્રીને ઉદાસ

અને ફીકો ચેહેરો તથા રાતી આંખો જોઇને તેને તેના રોવાનું કારણ પુછ્યું. તે કંઇ બોલી શકી નહીં. ને જ્યારે શેઠે તેને ઘણું કહ્યું ત્યારે તેણે બચ્ચાં બતાવ્યાં અને તેમનો સઘળો ઇતિહાસ કહ્યો અને બોલી–પ્રાણનાથ! જેવું આ પક્ષીઓમાં બન્યું તેવુંજ માણસમાં કેમ ન બને? દેહનો ભરૂસો નથી અને તમારી આજ મારા પ્રત્યે પ્રીતિ છે પણ મહારા પછી આ કુમળા બાળકનું શું થશે તે વિચાર હવે મને આવ્યાં કરે છે. શેઠે તેને ઘણીએ સમજાવી પણ તેને વિશ્વાસ ન આવ્યો. વિશ્વાસ કેમ આવે? પુરૂષનું કહ્યું કેમ મનાય?" એમ કહી રૂક્ષમણી અટકયાં ને વિચારમાં પડયાં તે જોઈ મોતીલાલ બોલ્યા, "કેમ પ્રિયા, મારા ઉપર તારો વિશ્વાસ નથી? કેમ મારૂં કહેવું તને ખરૂં નથી લાગતું? પણ આ વાત પુરી કર પછી તને કહું તે તારે માનવું ન માનવું તારા હાથમાં છે."

રૂક્ષમણી બાએ હવે વાત ચલાવી–"પળ પળ જાય તેમ તેમ તે સ્ત્રી વધારે વધારે રોતી જાય અને આંસુતો આંખમાં માયજ નહીં. હાયા હાય! આ બાળકનું શું થશે? હાય! હાય! આ બાળકનું શું થશે! તો એજ વિચાર તેના મનમાં આવ્યા કરે. આખરે શેઠે કહ્યું કે ન કરે નારાયણ ને એવો સમય આવે તો છોકરાંને કહેજે કે આ જગાએ મને આણી આ વાત સંભારી આપે–પણ પ્રિયા! શું હું તારી પ્રીતિ ભૂલી જાઉં? થોડા દિવસ ગયા પછી આ ભાગ્યશાળીબાઈ સૌભાવંતી ગુજરી ગઇ. શેઠ બીજી વહુ પરણ્યા. આ મરનાર શેઠાણીને એક પુત્ર તથા એક પુત્રી હતાં. નવી વહુ આવ્યાં, ત્યારથીજ શેઠના કાન ધીમે ધીમે ભંભેરવા માંડયા. એમ કેટલાક દિવસ ગયા ત્યાર પછી એક

દિવસે નવી વહુએ તેને ખૂબ ભંભેર્યો અને કહ્યું કે આ છોકરાં ભેગાં મારાથી નહીં રેહેવાય. કાંતો એ છોકરાં નહી કે કાંતો હું નહીં. શેઠ આ વખતે તે વચન ભૂલી ગયા હતા ને નવી વહુના પ્યારમાં વિચારવા લાગ્યો કે એમનું તો ગમે તે થાઓ! પણ આ સ્ત્રી કયાં જાય? તરતજ આ બંને છોકરાંને બોલાવી કહ્યું કે મારે હવે તમે નહી—બસ જાઓ અહીંથી."

"છોકરાંના મોં દયામણાં થયાં પણ દયા કોને આવે? તેમણે વીલાં મોં કરી કહ્યું "બાપા, કયાં જઇએ"? શેઠ—"મને શું પૂછોછો? જાઓ ગમે ત્યાં, પડો ધરામાં" રોતાં રોતાં નિરાધાર બાળક બારણાં આગળ આવ્યાં. આ રા–ક્ષસને નવી વહુના તોરમાં દયાજ ન આવી." આટલું કહી રૂક્ષ્મણીબા વળી અટકયાં. મોતીલાલના મનમાં ખાતરી થઈ કે તે પોતાનાં છોકરાં સારૂં આટલું તેને લાગે છે, તો મને કેમ નહીં લાગે? વળી વધારે આગ્રહથી તે બાઈએ પોતાની વાત આગળ ચલાવી, "તેઓ બારણા આગળ જઈ અટકયાં. એટલામાં તે છોડીને તેનું માનું કહેલું વચન યાદ આવ્યું, અને ભાઇને રોતી રોતી કહેવા લાગી, ભાઈ. ચાલ આટલું માનું કહેલું કરીએ, બંને જણુ પાછા આવ્યાં. તેમના બાપે ધાંટો કાહાડી કહ્યું "કેમ પાછા આવ્યાં? જાઓ ટળો અહીંથી."

"તે છોડી બીતી બીતી બોલી "અમે જઈએ છીએ, પણ અમારી માએ કહ્યું હતું કે આ વખત આવે ત્યારે તારા બાપને એક વાત કહેજો તે કહીએ તો તમે સાંભળશો"? હજુ પણ દૈત્યને—આવું બોલતાં રૂક્ષ્મણીને શરમ

આવી–દયા ન આવી. પણ થોડી વાર પછી–ભોગજોગે ઈશ્વિર પાંસરો કે સાંભળવાને હા કહી.”

“છોકરાંએ ચકલીના બચ્ચાંની વાત તેમની માએ જે કહી હતી તે રોતાં રોતાં કહી સંભળાવી. આપેલું વચન મન આગળ તરી આવ્યું, અને તેમને રોતો રોતો ઝાંઝી પડયો અને છોકરાંને ઘરમાં રાખ્યાં.”

આટલું સાંભળીને મોતીલાલે કહ્યું, “તારાં છોકરાં તે મારાં પણ છોકરાંજ છે ને હું તેમને ઉછેરીશ, ને જો મારા શબ્દપર તને ભરૂસો ન આવતો હોય તો હું આ વેળા સમ ખાઉં છું કે—હવે હું બીજી સ્ત્રી પરણવાનો નથી, એટલુંજ નહીં પણ કદી પૂર્વનો સૂર્ય પશ્ચિમમાં ઉગે, સતિઓ તેમનું સત છોડી દે, નદીનાં પાણી અવળાં વેહે, કે સમુદ્ર તેની મર્યાદા છોડી દે, કે કાષ્ટ જળમાં ડુબી જાય તો પણ હું મારા સમ પાળીશ ને મારા બાળકોને ઉછેરીશ, માટે તું કાંઈ ફીકર રાખીશ નહીં”

રૂક્ષ્મણી—પ્રાણ–નાથ તમારા વચનોમાં મને પક્કો ભરૂસો છે, એમ બોલતાં બોલતામાં એક ડસકું આવ્યું.

તેમને એક ડસકું આવ્યું કે તરતજ ભોંય લીધાં બે ચાર મિનીટ પછી તેમનો અમર આત્મા પરમેશ્વરની સેવામાં દોડી ગયો.

ઘરના માણસો તથા સગા વાહાલાંઓ રડાપીટ કરવા લાગ્યાં ને ગામમાં જેમ જેમ વાત ફેલાતી ગઈ તેમ તેમ માણસો ભેગા થવા લાગ્યાં. સઘળાં ને શંભુલાલની તથા તેમના છ મહીનાના છોકરાની બહુ દયા આવી ને કહેવા લાગ્યાં કે ભાઈ આવું દુ:ખ કોઇને ના હશો. પછી તેના દેહને શ્મસ્યાનમાં લઇ જઈ અગ્નિદાહ કર્યો.

રાગ પરજીયો:-

રૂવે નરનારી પોકારીરે, રૂક્ષ્મણીબાને સંભારી રે
સન ઓગણીસેં બત્રીસ કેરો, આવ્યો ફાગણ માસ;
સુવા તણો રોગ વધીઓ તેથી, બોલાવ્યો દાકતર ખાસ. રૂવે. ૧
ડાકતર વૈદનું જોર ન ચાલ્યું, બન્યો ઈશ્વરી બનાવ;
દરીયા મધે તોફાન ઉઠયું, ભાગી પડયું સાર નાવ. રૂવે. ૨
પશુ પંખીએ ઝુરવા માંડયું, છાંડયું ચરતાં ઘાસ;
ચકલાંએ ચારો તજ્યો ચરતાં, દીલગીરીથી ઉદાસ. રૂવે. ૩
મરણ તણી વાત પ્રસરી જ્યારે, ત્યારે હુવો હાહાકાર;
બંધ થયાં બજાર દુકાનો, પડયો પાઠીનો પોકાર. રૂવે. ૪
માણુસ પેઠે જનાવર સઘળાં, દીસે શોકાતુર;
લહુ ફીકા ચહેરા સૌના, જાણે ઉડી ગયું નુર. રૂવે. ૫



## પ્રકરણ ૨ જુ

**माता शत्रु पिता वेरी मेन बालान पाठीताः**
**सभा मध्ये न शोभते हंस मध्ये बकोयथा ॥**

**અર્થ:**—જે માબાપ પોતાના બાળકને વિદ્યાભ્યાસ ન થી કરાવતાં તેઓ તેના શત્રુ બરોબર છે. કારણ કે જેમ હંસના ટોળામાં બગલો શોભતો નથી તેમ તે પૂત્ર સભા મધ્યે શોભતો નથી.

ભગવાનલાલ આ વખતે ૫ વર્ષનો થયો હતો તેથી શંભુ લાલે અને મોતીલાલે તેને નિશાળે બેસાડી વિદ્યાભ્યાસ કરા વવાનો મનસુબો કર્યો કારણ કે તે ભણેલા હતા અને જાણુ તા હતા કે:-

विद्यानामनरस्यरुपमधिकंप्रच्छन्नगुप्तंधनं ॥
विद्याभोगकरीयशःसुखकरी।विद्यागुरुणांगुरुः॥
विद्याबंधुजनोविदेशगमने,विद्यापरंदैवतं।
विद्याराजसुपूजितेनहिधनं,विद्याविहीनःपशुः।१

**અર્થ**—વિદ્યા તે ખરેખર પુરૂષનું મોટું આભુષણ છે, અભ્યંતર ગુપ્તધન છે ( વિદ્યા ) તે ઉપભોગ કીર્ત્તિને સુખ ઉત્પન કરનારી છે, ને સર્વ ગુરૂનો ગુરૂ છે; પ્રવાસમાં બંધુ સમાન છે ને તે એક મોટી શકિત છે, એવી જે વિદ્યા તેજ રાજાઓમાં પુજાય છે, પણ ધન પુજાતું નથી, માટે વિદ્યા વગરનો પુરૂષ પશુ તુલ્ય છે. તેમજ વળી,—

न चोर हार्यं न च राज ग्राह्यं।
न भ्रातृ भाज्यंनचभारकारी ॥
व्ययेकृतेवर्धतएवनित्यं।
विद्याधनंसर्वधनप्रधानम् ॥ १ ॥

**અર્થ**—જે ચોરથી ચોરાતું નથી રાજાથી છીનવી લેવાતું નથી, ભાઈ જેનો ભાગ પાડી શકતો નથી તેમ તે કાંઇ ભાર કરતું નથી ને વપરાયેથી ઓછી થતી નથી, પણ વૃદ્ધિ પામે છે એવું જે વિદ્યારૂપી ધન તે સર્વ ધનમાં મુખ્ય છે." તેમ ધારીને ભગવાનલાલને નીશાળે મુકયો, પણ તેને કંઈ ભણવાનું મન થાય નહીં, તેથી તેને તેના બાપે અને આડોશી પાડોશીએ ઘણી રીતે સમજાવ્યો, પણ ભાઈ એકના બે ન થાય, ઘરનું કાંઇ કામકાજ બતાવે મા-

ટ તે નિશાળે જતો હતો, પણ કંઈ શીખે નહીં. એક દીવસે મેહેતાજીએ તેને ખુશીમાં જોઈને પાસે બોલાવ્યો અને ઘણી રીતે તેને સમજાવ્યો પણ ભાઈતો મગજમાં શું કામ ઉતારે, છેવટે તેના ગુરૂએ તેને કહયું કેજેમ લુગડાં વગરનો માણુસ શોભતો નથી તેમ વિદ્યા વગરનો માણુસ પશુ તુલ્ય છે. જુઓ આપણા પ્રખ્યાત કવી દલપતરામ વિદ્યાને માટે શું કહે છે તે સાંભળઃ—

ભુજંગી છંદ

પઢેલો નહીં તે પશુ તુલ્ય પ્રાણી,
પઢેલોજ તે માનવીમાં પ્રમાણી.
ધરો નારીને મર્દનો એજધારો
સુધારો થવા શુદ્ધ વિદ્યા વધારો ૧
પઢેલો કદી તે કરે કષ્ટ ચુરો,
પઢેલો નહીં તેજ પસ્તાય પૂરો;
પછી માનશે ધીકઃ આ જન્મમારો,
સૂધારો થવા શુદ્ધ વિદ્યા વધારો ૨
ખરેખાત વિદ્યા ખજાનો ન ખુટે,
ઠગેના ઠગારા લુટારા ના લુટે;
જુવો જે વડે જીવ જીવે હજારો,
સૂધારો થવા શુદ્ધ વિદ્યા વધારો; ૩

વળી જુઓ બાઇ વિદ્યા કેવી છે, તે હજારોનું પાલણુ પોષણ કરે છે, કોઇ ચોરી કે છીનવી લેતું નથી, કોઇ લુટી લેતું નથી, કોઈ ભાગ પાડી શક્તું નથી, ને કંઈ આપણુને ભાર કરતી નથી ને તે જેમ વપરાય છે તેમ તેમ તે વધતી જાય છે. પણ ઓછી થતી નથી અને વળી નિતિ શાસ્ત્રમાંમાં કહયું છે કે पढतो नास्ति मुरखत्वं ભણુના-

થી મુરખાઇ દુર થાયછે. માટે હે ભાઇ મારી શીખામણ માનીને તું ભણ.

આખરે આ બધાની શીખામણથી તેને કંઈ અસર થઈને તે ભણવા લાગ્યો ને તે થોડુ લખતાં વાંચતાં શીખ્યો એટલામાં તેને ભણતર કંટાળા ભરેલું લાગવા માંડ્યું તેથી તેણે ભણવાનું છોડી દેવાનું મન થયું જો કે તે થોડું ભણ્યો હતો તો પણ તેને કન્યા ઝટ મળી કારણ કે તેમનું ઘર ઉંચું ગણાતું હતું; ને ભાગ્યું ભાગ્યું પણ ભરચ્ય હતું તેથી પંદર વરસની વયે તેનું લગ્ન થયું *

---

* હીંદૂઓમાં કન્યા દેતી વખતે વર કુલીન છે કે નહી, પૈશાવાળો છે કે નહી, અને તેનું ઘર મોટું ગણાય છે કે નહીં તેજ ફકત જોવામાં આવે છે. અને જો કુલવાંન કે પૈસાવાળો મળી આવે ને તે જોકે અભણ, કદરૂપો કોડીયો, લંગડો, લુલો, આંધળો, બહેરો, કે ઘરડો હોયતો પણ તેને પરણાવવાને જરા પણ આંચકો ખાતા નથી, તેઓ એમ સમજે છે કે તેને (જેને તેઓ કન્યા દે છે) ત્યાં પૈસો છે એટલે આપણી છોડી સુખી થશે, પણ તેઓ જરા પણ એમ નથી વીચારતા કે એમ કરેથી તેઓ પોતાની છોડીને ચિંતાની ચિતા ઉપર સુવાડેછે. ને તેના સંસારીક સૂખોમાં સળો ઘાલે છે. તેઓજ તેમની છોડીઓના શત્રુ થઈ પડે છે ને કેટલાકતો પોતાની છોડીઓ વેચે છે. તેઓ પૈસા લે છે, પણ એકાદ વર્ષમાં તેમના હાથમાં ધુળની ધુળ રહે છે, કારણ કે કોયલાની દલાલીમાં હમેશાં કાળા હાથ થાય છે. આ ચાલ હજી કાઠીયાવાડમાં ચાલે છે શાસ્ત્રમાં નીચે પ્રમાણે કહયુંછે કેઃ—

તેનું લગ્ન થયા પછી તેનો બાપ પાંચ વરસ જીવ્યો આ વખતમાં શંભુલાલને એક છોકરો છોડી થયાં ને ભગવાનલાલને એક છોકરો થયો. શંભુલાલના છોકરાંનું નામ બાપાલાલ અને છોડીનું નામ કમળાગૌવરી હતું અને ભગવાનલાલની છોકરાનું નામ ગોપાળ હતું-

---

**શાર્દુલ વીક્રીડીત વૃત.**

કન્યા વિક્રીય જે કરે ધન લઇ, ધિક્કાર તેને ધરો,
કીર્તીના કદી લોભથી કુળ જુએ, તે પાપી પુરો ખરો;
કીર્તિ દ્રવ્ય તણો, કશો જગતમાં, જે સ્વાર્થ સાધે નહી;
કન્યાના સૂખના વિચાર કરશે, તે પૂણ્યશાળી સહી.
તેમજ વળિ કહુ છું કે

**कन्याप्रदनतस्यैवकौटिल्यमहापापंप्रासंगी**
**कामित्येवंपंचकोगणं ।**

**ભાવાર્થઃ—**

ધન લેઇ કન્યાને બીજાને ઘેર આપવામાં જે માણસ દલાલી કરે છે તો તેને ગૌહત્યા કે બાળહત્યાનું પાપ લાગે છે. તો જે માણસ પોતાની છોડીના પૈસા લેઈ પરણાવે છે તો તે માણસ બેહદ પાપ કરી અનંત કાળ રૌરવનર્કાગ્નિના કુંડમાં પડયો રહે છે.

માટે કન્યાના પૈસા લેવા છોડી દેવા જોઇએ.

અરે મારા હીંદુ ભાઈઓ તમે કન્યાં દેતાં પેહેલાં વરના પહેલા ગુણ જુઓ પછી જ્ઞાન, સ્વભાવ વિગરે તપાસ કરો ને પછી કન્યા દો. કારણ કે શાસ્ત્રમાં પણ કહયું છે કેઃ—

# પ્રકરણ ૩ જું

આભા ગાભા વર્ષા તારા
સ્ત્રી ચરીત્રને રોતા બાળા.
( એ કળી ન શકાય )
અંધેરી નગરીનો ગર્ધવસેન

મોતીલાલ ઉપરનો સ્નેહ તેના બાળકોને મુદતના પ્રમાણમાં વીસારે પડવા લાગ્યો. તેમ તેમ તેમને થોડી દીલગીરી થવા માંડી તેમને મરી ગયે આજે છ સાત માસ વીતી ગયા હતા.

શંભુલાલને નોકરીનું કામકાજ હોવાથી ઘરનું તથા બીજું કામકાજ ભગવાનલાલને માથે પડયું. તેનો માન મરતબો દરેક કામમાં સારો જોઇને લલિતા (જે તેની મો-

विद्याशौर्यधनाश्रयोगुणानिधिःख्यातोयुवासुंदरः
साचारःसुकुलोद्भवोमधुरवाग्दातादयासागरनि-
व्यसनः
भोगीभुरिकूटंबवान्स्थिरमतिःपापार्त्तिहीनोबली
जामातापरिवर्णितःकविवैररेवविद्यःस-त्तम,

ભાવાર્થઃ—જે પુરૂષને વિદ્યા ઘણી, કુંટુંબ મોટું, બુદ્ધિ સ્થિર, દયાનો સમુદ્ર, દાન ધર્મ કરનારો, નિરવ્યસની, સારા કુળમાં ઉત્પન થયેલો, સ્વરૂપે સુંદર, વયે જુવાન, પ્રસીદ્ધ, ગુણની ખાણુ, કામમાં શુરો, સંપતિવાન, બળવાન, ઈત્યાદી એવા પુરૂષને કન્યા દેવી જોઇએ.

ટી ભાભી હતી) તે મનમાં વારંવાર બળવા લાગી. તે તો એમજ કહેતી હતી કે મારો ધણી કમાય છે ને આ મારો રોયો નવરો લડધો સાહેબી ભોગવે છે. તેથી તેના ઉપર હમેશાં તેની ખરાબ નજર હતી.

આવા દુષ્ટ વિચારથી લલિતા હમેશાં તેને પોતાના ફાંદામાં પાંડવાનો લાગ શોધતી હતી. આનું કારણ એજ હતું કે જો તે મારા કબજામાં આવે તો બધો પૈસો મારા હાથમાં આવે ને હું એ લડધાને અને પેલી એની સગલીને પણ જોડે કાઢું, એટલે મારે નીરાંતે બધો પૈસો ભોગવાય.

મુળથી લલિતાને સમરતપર અપ્રીતિતો હતી ને આવળી ખરાબ વિચાર તેના મનમાં ઉપ્તન્ન થયો. બિચારી સમરતને જેમ બને તેમ કરીને દરેક કામમાં હલકી પાડવા માંડી, તેનું દરેક કરેલું કામ વખોડવા લાગી. આમ થોડાક દિવસ ચાલ્યું, બિચારી સમરતને ઘણું ખોટું લાગ્યું, પણ શું કરે? આમને આમ માસ દોઢ માસ વિત્યા કેડે દુષ્ટ રત્નલક્ષ્મીની શીખવણી પ્રમાણે લલિતાએ તેના ઉપર ચોરી ચડાવીને કહ્યું કે મારી કાંળીગાંઠી એ ચોરી ગઇ છે, ને લાગ જોઇને તે સમરતની ઓરડીમાં જઇ તેની પેટીમાં મુકી આવી ને પછી સૌના દેખતાં તેની ઓરડી તપાસીને છેવટે તેની પેટીના ખાનામાંથી કાઢી બતાવીને બિચારી સમરતને ચોર બનાવીને લોકોમાં હલકી પાડી.

ભગવાનલાલ આ વેળા કંઈ બોલ્યો નહીં તે જાણતો હતો કે આ સઘળું તરકટ છે, વળી લલિતાનો દુષ્ટ વિચાર પણ તેના જાણવામાં આવ્યો હતો.

સમરત બિચારી આ જોઈને આભીજ* બની ગઇ ને ખુબ રડવા લાગી. ભગવાનલાલે તેને સમજાવી ધીમે

*ગાભરી—સ્તબ્ધ

ધીમે ધીરજ આપવામાં માંડી ને કહયું કે હું બધું જાણું છું, એમાં તારો કંઈ વાંક નથી. એતો બધું લલિતાનું તરકટ છે. પણ સમરતનું પોતાને માથે ચોરીનું આળ આવ્યું તેથી તે ઘણી દુ:ખી થવા લાગી અને તે એમ કહેવા લાગી કે હવે હું મારૂં મોં બહાર શી રીતેં કાહાડીશ. એમ કરી રડવા લાગી—

નીચ માણસ પોતાની દુષ્ટતા છોડે નહીં—તેમ આ વાતને બને પુરા વિસ દિવસ તો થયા નથી એટલામાં તો વળી બીજું એક પ્રપંચ રચ્યું. જેથી ભગવાનલાલને શંભુલાલ વચ્ચે વિરોધ થાય, ને એક બીજાનું મોં કદી જુવે નહીં. આ પ્રપંચમાં તેણે પોતાની કાકીની છોડીને સામેલ કરી, ને એવું તરકટ રચ્યું કે ભગવાનલાલે તેની ( લલિતાની ) કાકીની છોડીની આબરૂ ઉપર હાથ નાંખવા પ્રયત્ન કર્યો. એવો બધો વિચાર કર્યો તે સાંજે જ્યારે શંભુલાલ ઘેર આવ્યો ત્યારે તે એકદમ બોલી કે મારેતો તમારા ઘરમાં રહેવું નથી. ને એમ કહી રડવા લાગી? શંભુલાલે પૂછ્યું કે "શું છે"? પછી તેણે બીજું કંઈ કહયા શિવાય કહયું કે આજે ભગવાનલાલે તો મારી બેન (કાકીની છોડીની આબરૂ ઉપર હાથ નાંખવા માંડયો ને કાલેતો મારા ઉપર એમ કરે, મારે કરવું શું? મારાથી હવે બહાર મોં પણ શી રીતે દેખાડાય? એમ કહી અતીશે રડવા લાગી. શંભુલાલને હજી સુધી ખબર નહતી કે આ શાથી રડે છે. તે તો એમજ ધારતો હતો કે એને કંઈ નવી વસ્તુ( ઘરેણું ) જોઈતી હશે કારણ કે જ્યારે તેને ઘરેણું કે બીજી કંઈ વસ્તુ જોઈતી હોય તો તે એમજ કરતી ને ધમ પછાડા કરતી. તેથી શંભુલાલે તેને શું જોઇએ છીએ? કે

શું થયું છે? એવું જ્યારે પૂછ્યું ત્યારે તેનો જવાબ રડતાં રડતાં દીધો કે—શું કહું?—આજ બપોરે મારી બેન મારે ઘેર આવી હતી—તે ભોગ જોગે ભગવાનલાલની ઓરડી તરફ ગઈ—સમરત પણ અંદર હતી—ને ભગવાનલાલે તેની આબરૂ લેવાને માટે તેને પકડી—પેલીએ તો તેનાથી છુટવાને ઘણાંએ ફાંફાં માર્યાં—ભગવાન તેને પૈસા આપવાનું કહી લાજલેવા જતો હતો—તેટલામાં તેણે મને બુમ મારી—હું ત્યાં હાંફમાં ને હાંફમાં ધસતી ધસતી એક શ્વાસે દોડી ગઈ ને જોઊંછું તો ભગવાનલાલ પોતાની ઓરડીમાં ભરાઇ સાંકળ વાસવા જતો હતો—તરતજ મેં મારી બેનને પૂછ્યું. ભગવાનલાલે મને દીઠી કે તરતજ તેને મૂકી દીધી —પછી મેં તેને સર્વ હકીકત પૂછી તે તેણે કહીને પછી તે રડતી રડતી પોતાને ઘેર ગઇ. હવે હું શીરીતે મારૂં મોઢું બહાર બતાવીશ. લોકો મારો જીવ ખાઇ જશે.

શંભુલાલ તેનું કહેવું જો કે હમેશા ખોટું માનતો હતો, તોપણ આ વખતે તેનું કહેવું ખરૂં માન્યું–તેથી તે ક્રોધાવેશમાં બોલ્યો "ક્યાં છે એ હરામ ખોર?

**લલિતા**—તેની ઓરડીમાં ચોટચા હશે.

એટલે શંભુલાલ તેની ઓરડીમાં જઈ તેના તરફ ક્રોધાવેશમાં બોલ્યો 'નફ્ટ બે શરમ જા તારૂં કાળું કર—એકદમ આ ઘરમાંથી બહાર નીકળ. શું મે તને ભેગો રાખ્યો તે આવું કરવાને કે!–તેભગવાનલાલ આ સાંભળી આભોજ બની ગયો. પોતાને પોતાનો ભાઈ આમ કેમ કહેછે–કોઈ દિવસ નહીંને આજે તેના ઉપર કેમ ગુસ્સે થયા છે તે તેને સમજાયું નહીં તેથી બોલ્યો—મને શા માટે આમ કહો છો?—મેં એવું શું કામ કર્યું છે કે મને આમ કહો છો?

**શંભુલાલ**—બેસ, બેસ, હવે જાણ્યું તારૂં ડાહાપણ, નિકળ ઘરમાંથી બહાર. જોને જાણે છે ને વળી પાછો અજાણ્યો કેવો થવા જાય છે. શરમ નથી આવતીકે કોઇની લાજ લેવાને પ્રયત્ન કરે છે? આ સાંભળતાંજ ભગવાનલાલ ઘણોજ દીલગીર થઇ ગયો. તેની નસોમાં લોહી ઉકળવા લાગ્યું–ને તેની આંખો લાલચોળ બની ગઈ. પણ ધીરજ રાખી બોલ્યો,—

હે ભાઈ! હું આ વેળા તમને પિતા તુલ્ય ગણી વધારે કહેતો નથી પણ એટલુંજ કહું છું કે એ સર્વે ખોટું છે. જો બીજા કોઈએ મારા ઉપર આવું ખોટું આળ ચઢાવ્યું હોત તો તેનો હું પ્રાણ લેત. વળી,—

આ સર્વે સાંભળી શંભુલાલ—બેસ, બેસ,—એ બધું જાણ્યું—હવે ઘર છોડ ને જ્યાં જવું હોય ત્યાં જા કે રહે જુદો,—

ભગવાનલાલથી આ સહન થયું નહી. તેથી નીચે પ્રમાણે બોલ્યો,—

(ભરથરી ભ્રાતા વિચારીને તમે કરો હું ઉપર કોપ. એ રાગ.)

શંભુલાલ વિચારીને તમો કલંક ચડાવો (મુજ) શીર,
વડીલ ભ્રાતા (૨) દયા કરો દીલધીર.— શંભૂ. ૧
બંધુપત્ની (૨) મમ–માત તુલ્ય પરમાણે,
વાત વદું હું આજે શ્રવણ કરો આ ટાણે.— શંભુ. ૨
મુજ ઉપરે (૨) આરોપ કદી નવ દેશો,
પસ્તાવો પુરો થશે પાછળથી યાદજ કરશો.— શંભુ. ૩
હું જરૂર જાઉં (૨) આ ગામ છોડીને આજે,
એક ઘડી અટકાવ કરૂં તો જનુંની મારી લાજે—શંભુ, ૪
યાદ કરશો (૨) શું કથુ વિશેષ હોભાઇ,
નારી વીષ જાણીને પછી પાછળથી પસ્તાઈ.—શંભુ. ૫

આવું તેના ભાઈને કહીને પોતાની ઓરડીમાં ગયો ને તેને પોતે મણીપુર જવાનું કહ્યું. ત્યારે સમરતે તેને જવાની ના કહી. ભગવાનલાલે કહ્યું કે જ્યાં કજીયો થાય ત્યાં રહેવું ન જોઇએ. કારણ કે કજીયાથી ગોળીનું પાણી પણ નાસે. અને વળી.

## છંદ અબોલા.

"કજીયો નામ કોવાડા સરખું, તિક્ષણ ધારા વાળૂં;
હર્ષ વૃક્ષને હણે હમેશાં, કજીયાનું મોં કાળૂં. ૧
ક્રુર રૂપ કજીયાનું ધારો, મહા ભયંકર ભાળ્યૂં;
કામ કરે કરવતના જેવું, કજીયાનું મોં કાળૂં. ૨
કજીયે કાઢયા વંશ કૈકના, ઘર ઘણાકનું ઘાલ્યું;
રાજ તજાવિ કર્યા રખડતા, કજીયાનું મોં કાળૂં; ૩
કજીયે કૌરેવનું કુળ છેદયું, જાદવ કુળ પરજાળ્યું;
રાવણ સમ રોળાણા કજીયે, કજીયાનું મોં કાળૂં. ૪
કજીયે સુત પિતુ માત ન પાળે, માત તાત નમયાળૂ;
પતિ પત્નીમાં ઉડે પગરખાં, કજીયાનું મોં કાળૂં. ૫
કજીયે ઘર સંસાર ગમે નહીં, કૂટુંબ પણ નહિં વહાલું;
સગાં સ્નેહી સહુ શત્રુ સરખાં, કજીયાનું મોં કાળૂં. ૬
નાત જાતની વાત ન માને, માનવી જે કજીયાળૂં;
રાત દિવસ નિરાંત ન પામે, કજીયાનું મોં કાળૂં. ૭
કજીયાના ઘર મિલ્કત મૂકો, હય હાથી સુખ પાળૂં.
કજીયે મળતું તજો કોટી ધન, કજીયાનું મોં કાળૂં. ૮
ક્ષણિક સકળ જોબન તન ધન સુખ, ભવ સુખ ભવમય ભાળ્યૂં
ભજી પ્રતાપી પ્રભુ પાપ પ્રજાનો, કજીયાનું મોં કાળૂં. ૯"

વળી તું સમજું છું માટે મને જવા દે.

**સમરત**—જેવી આપની મરજી.

પછી તે પોતાના કપડાં તથા જે થોડી સિલક તેની પાસે હતી તે લેઇને મણીપુર જવા નીકળ્યો ને જતાં જતાં બોલ્યો કે.

### ચોપાઇ.

"અતિ સ્ત્રીનું આણે અભિમાન, કરે ભરૂંસે તન કુરબાન;
વનિતા તે પછી વંઠી જાય, અતિ ડાહયો તે અતિ ખરડાય."

---

## પ્રકરણ ૪ થું.

### દુહો.

સંપ વિના ગોલોક, શોક રાધા વિરજાનો,
સંપ વિના સંતાપ, રૂક્ષ્મણી સત્યભામાનો,
સંપ વિના શ્રી રામ, વસ્યા સીતા લઇ વનમાં,
સંપ વિના મૃગ મારી, ખોઈ સીતા ખળ જનમાં.
માહા સમર્થ તે પણ સંપ વિણ, લહે દુઃખ લક્ષ્મીપતી;
એવાને આંસુ આવીયાં, કહો મનુષ્યની શી ગતી.
કૌરવ પાંડવ કુળ, મૂળથી નાંખ્યાં મરડી;
રાવણનું પણ રાજ, ઝડપ તેં (કુસંપે) નાંખ્યું ઝરડી;
બહુ રાજાનાં રાજ્ય, સંપ તજવાથી તૂટયાં;
સરસ હતા સૂલતાન, સંપ ફીટે ઘર ફુટયાં,
પરિપુરણ લક્ષ્મી પામીને, સંપ વિના નહીં સૂખી રહે;
નિજ ઘરમાં ઘણા કુસંપથી, મોટા પણ મરવા ચહે,

ક. દ. ડા.

આ વખતે શંભુલાલના બાપને મરી ગયે પાંચ વર્ષ થયાં હતાં, તેથી તેમનાં છોકરાં પણ પાંચ સાત વર્ષનાં થયાં હતાં-તેઓ આમ તેમ દોડી શકતાં હતા-અને મનમાં આવે તે વખતે ઢીંગલા ઢીંગલીઓ બનાવતાં-એકઠાં રમતાં—ઘડીકમાં લડતાં-ને ઘડીકમાં પાછા એકઠા મળી રમતાં હતાં.

લલિતાએ ભગવાનલાલનું કાસળ કાઢયું-હવે તેને સમરતને કાઢવાની હતી અને તેને સારૂ તે લાગ સોધતી હતી. એવામાં એક બીજે ગામથી એક વહોરો ત્યાં આવ્યો ને એક દૂકાન માંડી, તેની દુકાનમાં તરેહ તરેહવારનાં ને તરેહ તરેહ રંગનાં નાનાં મોટાં રમકડાં. હતાં. આ જોઇ ગામની સઘળી સ્ત્રીઓ અને છોકરાંઓ ત્યાં જોવાને ભરાયાં કેટલાકે ચીજો ખરીદી અને કેટલાક જેમની પાસે થોડા પૈસા હતા અને જેમની પાસે બીલકુલ નહીં હતા તેઓ વસ્તુઓની કીંમત પૂછી પૂછીને ચાલતા થયા. જે છોકરાઓને રમકડાં મળ્યાં તેઓ નાચવા ને કૂદવા લાગ્યાં ને જેઓને કંઈ ન મળ્યું તેઓ રડવા લાગ્યાં. લલિતાએ એક પોતાના છોકરા વાસ્તે ને એક પોતાની છોડી વાસ્તે એમ કરી બે શીશુડા વેચાતા લીધા ભગવાનલાલના છોકરા વાસ્તે કંઇ પણ લીધું નહીં. સમરત પણ ત્યાં હતી પણ તેની પાસે પૈસા નહીં હોવાથી તેણે કાંઇ લીધું નહીં. તેનો છોકરો પણ તેની સાથે નહતો તેથી સમરત પાછી જતી હતી, પણ એટલામાં તેનો છોકરો આઘેથી મા, મા, કહેતો .પાસે આવ્યો અને પુછ્યું કે મા ત્યાં શું છે? ચાલો આપણે ત્યાં જઇને જોઈએ,

**સમરત**-એતો બધા ત્યાં લડે છે; આપણ નહીં જઇએ વખતે કંઇ વાગી બેસે.

**ગોપાળ**-શું કામ લડે છે? આપણને કંઈ નહીં વાગે હું તો જોવા જઈશ. (એમ કહી તે તરફ ચાલવા માંડયું.)

**સમરત** (હાથ પકડી)-ના, આપણે શું કામ જવું જોઈએ, ચાલ આપણે ઘેર જતાં રહીએ.

**ગોપાળ**-ના હું તો જઈશ.

લલિતાએ જયારે સમરત અને ગોપાળને આમ કરતાં જોયાં ત્યારે તેણે તેના છોકરાંઓને કહ્યું કે–બાપાલાલ જાઓ હવે–અહીં શું કરોછો? તમે જઈને ગોપાળને આ શીશુડો બતાવજો; કમળાગવરી તું પણ ત્યાં જા. તેમની માના કહયા પ્રમાણે બંને છોકરાંઓ ગોપાળની પાસે ગયાં અને પોતાના શીશુડા વગાડવા મંડી ગયા; તેથી ગોપાળ ઉઉંઉંઉંઉં કરી રડવા લાગ્યો અને કહ્યુ કે અમને નહીં કે, અમારે જોઈએ છીએ અંઅંઅંઅં. (રડવા લાગ્યો.)

**સમરત**–ત્યાં બીજા નથી; કાલે બીજા એ લાવશે એ ટલે આપણે એક લઈશું.

**ગોપાળ**–છે, એ રહયા, બહુ છે; મારે તો આજે જોઈએ છે એમ કહી રડવા લાગ્યો અને તેની મા ની સાડી તાણવા લાગ્યો.

સમરત બીચારી શું કરે ? તેને પેલા વોહોરાની દૂકાને પાછા જવું પડયું અને જેવો ગોપાળ ત્યાં પોહોચ્યો કે તરત એક શીશુડો ઉપાડી લઈ, બાપાલાલ અને કમળાગૌવરી જયાં રમતાં હતાં ત્યાં દોડી ગયો. સમરત પાસે એક પાઈ પણ નહોતી તેથી તેણે લલિતાને કહ્યું કે બેન એક પૈસો ઉછીનો આપીશ ?

લલિતાના કાન ઘણા તિવ્ર હતા પણ આ વખતે કોણ જાણે કેમ તેના કાને સંભળાયું નહીં. હમેંશા જો કોઈ તેના વિશે ધીમેથી વાતો કરતું હોય તોપણ સાંભળી શકતી પણ આ વખતે જોકે સમરત તેની પાસે ઉભી ઉભી બોલતી હતી તોપણ સાંભળતી નહોતી તેથી સમરતે ફરીને કહ્યું—"બેન એક પૈસો ઉછીનો આપીશ"? પણ લલિતા કંઈ જવાબ આપે નહીં. સમરતે ફરીને નમ્રતાથી કહ્યું

પણ તે કંઇ બોલી નહીં. આ વખતે એક સ્ત્રી જે પાસે ઉભી હતી તેણે કહ્યું કે આ સમરત બેન કહે છે તે સંભળાતું નથી ? કેમ જવાબ નથી આપતી?

આથી લલિતાએ, જેમ કોઇ ઉંઘમાંથી ઉઠીને જુએ તેવી રીતે (બેબાકળાં) તેણે સમરત તરફ જોયું અને કહ્યું કે—"શું કહે છે ?"

**સમરત**—બેન એક પૈસો ઉછીનો આપીશ?

**લલિતા**—શું તારી બેન નાણાવટી છે કે તને પૈસા ઉછિના આપે ?

**સમરત**—જો તું ઉછિનો ના આપે તો ગોપાળને વાસ્તે એક શીશુડો વેચાતી લે.

**લલિતા**—તે શું મને ઈચ્છિત વૃક્ષ ધાર્યું કે જે જ્યારે માગે ત્યારે હું તને આપું ?

**સમરત**—તારે વાસ્તે એટલું કંઇ બહુ નથી. ગોપાળ કંઇ પારકો નથી. તારે તો તેને, તું જેવા બાપાલાલ અને કમળાગવરીને ગણે છે તેવો ગણવો જોઇએ.

**લલિતા**—બહુ સારૂ, તમારા કહ્યા પ્રમાણે કરીશું હાં કે.

સમરત લલિતાનું આવું બોલવું સાંભળીને સ્તબ્ધ ને શાંત થઇ ગઇ.

**લલિતા**—દુનીયામાં ઘણાઓ લોભી લોકો છે; જેમ જેમ તેમને વધારે આપીએ તેમ તેમ તેમને વધારે લેવાની તૃષ્ણા થાય. જે કંઈ મહીને મળેછે તેમાંથી બચાવીએ તો કંઇ ફીકર રહે ? પણ એ કંઇ બને એવું નથી. જે એક માણસ કમાય છે તે આ આળસુઓની હોજરી ભરવામાં

ઉડી જાય છે. એ (શંભુલાલ) એવા મુર્ખ છે કે કંઈ સમજતાએ નથી, જો એ કંઇ સમજતા હોય તો પોતાની કમાણી બીજાને ખાવા દે?—

લલિતા વધારે બોલી હોત પણ તેના ધણીની બેવકુફાઇના વિચારે તેના મન ઉપર ઘણીજ અસરે કરી અને તેથી તે છાતીફાટ રૂદન કરવા લાગી. પોળની બાયડીઓ જ્યારે તેમને કંઈ જોઈતું હોય ત્યારે તેના રૂપનાં તથા તેના સ્વભાવનાં વખાણ કરતી. આ વખતે તેને રડતી દેખીને તેઓ પણ રડવા લાગી ને એક બે જણતો સમરત ને ધમકાવવા મંડી. બધી સ્ત્રીઓમાં એક જે ઠીંગણી અને મજબુત બાંધાની હતી તેણે કહ્યું કે હું ખરૂં કહું છે કે સમરતની જીભ બહુ લાંબી વધી છે. આનો ધણી બિચારો આખા કુટુંબનું ભરણ પોષણ કરે છે પણ કંઈ એના મોહોડેથી એ વિશે કોઈએ સાંભળ્યું છે?

પોળોમાં જ્યારે એકાદ કુતરૂં ભસે છે કે તરતજ બીજાં પણ ભસવા મંડી જાય છે તેમજ જ્યારે તે વિધવા સ્ત્રી બોલી કે તરતજ બીજી બધી સ્ત્રીઓ તેની પેઠેજ બોલવા મંડી અને દરેક સ્ત્રી સમરતનો વાંક કહાડવા લાગી. બધી સ્ત્રીયોએ કહ્યું કે લલિતા જેવી કોઇ સારી સ્ત્રી નથી.

સમરત થોડાક વખત સુધીતો એક અક્ષર પણ બોલી નહીં, પણ તેની આંખોમાં જળ ભરાઇ આવ્યું. તે વોહોરો અહીં વધારે રહેવું વ્યર્થછે એમ ધારી દુકાન બંધ કરવા લાગ્યો. આ જોઈ સમરત ઘણી બીની. ગોપાળ ત્યાં કંઈ પાસે ઉભો નહતો કે તે શીશુડો લઈ તેને પાછો આપે અને તેમજ તેની પાસે પણ કંઈ નહતું કે તે તેની કીંમત આપે. હવે શું કરવું એવો જ્યારે તે વિચાર કરતી

હતી એવામાં તે વોહોરાએ કંઈ પણ માગ્યા સિવાય જવા માંડયું. અને એણે જવા માંડયું કે તરતજ તે જાડી અને ઢીંગણી રત્નલક્ષ્મીએ તેને કહ્યું કે તેં હજી પૈસો લીધો નથી અને એમને એમ કેમ જાયછે?

**વોહોરા**—હવે એટલા શીશુડાની કીંમતની મારે કંઈ દરકાર નથી. મેં એતો એને મફત આપી દીધો છે.

જયારે—મફત શબ્દ સમરતે સાંભળ્યો ત્યારે તેને ઘણું દુઃખ થવા લાગ્યું. તે ચતુર વોહોરાએ તેની તરફ નજર કરી જોયું કે આને મફત આપી દીધો છે એવું કહ્યું તેથી તે દીલગીર થઈ દેખાયછે, તેથી તેણે કહ્યું કે ઘણી ફેરા હું અહીં આવું છું અને બીજી વખત જ્યારે હું અહીં આવીશ ત્યારે પૈસો લઈશ. આ સાંભળી સમરતને શાંતતા વળી અને મનમાં ખુશી થવા લાગી. આથી લલિતા ઘણી ખેદયુક્ત થઇ અને બીજી બધી સ્ત્રીઓ એક બીજા તરફ જોવા લાગી.



## પ્રકરણ ૫ મું.

સમરત મનમાં દુઃખી થતી ઘેર આવી. હમેશનું ઘર-કામ કરી લીધા પછી તે એક કોરાણે જઈ બપોરના બનાવ વિશે વિચાર કરવા લાગી. દરેક સ્ત્રીનું જોર તેના ધણીમાં હોય છે, પણ સમરતને એમ નહોતું. ભગવાનલાલતો કયારનાએ મણીપૂર ગયા હતા. ઘેર ગોપાળ એકલો ને પોતે હતી. અધુરામાં પુરૂ ગોપાળ નાંની ઉમરનો હતો. હવે તેણે શું કરવું તે વિચારમાં હતી—અહીં રહેવું કે પીયેર જવું—તેણે ધાર્યું કે અહીં રહેથી હવે હમેશ કજીઆ કંકાશ થશે. આવા વિચારમાં ને વિચારમાં તે બેશુદ્ધ થઇ ગઇ. થોડી

વાર પછી શુદ્ધિમાં આવીને મનનો ઉભરો ખાલી કરવા લાગી—તે જાણુતી હતી કે આ સર્વનું કારણુ પેલી રત્નલક્ષ્મી છે. તેને પૈસા જોઈએછીએ, જ્યાં સુધી એ અહીં હતા ત્યાં સુધીતો પૈસા એમની પાસે રહેતા હતા પણુ એ ગયા ત્યારથી તો આ લલિતાના હાથમાં આવ્યા છે પણુ મારા છતાં એ રંડાથી કેમ માગી શકાય? અરે! રો પ્રભુ— પૈસો શું કરે છે—

છપ્પો.

પૈસા સારૂ નાર, એબ પોતાની બતાવે;
પૈસા સારૂ નાર, ધણીનું શીશ કટાવે,
પૈસા સારૂ નાર, પ્રીત કરી બોલાવે;
પૈસા સારૂ નાર, હેત કરીને આવે,
પૈસા સારૂ નારતો, પર પુરૂષને ચાહાય છે;
વાડીલાલ એમ વીનવે, જીવનું જોખમ થાય છે,

વળી લોકો પણુ માનેછે કે:—

श्लोक.

यस्यास्तिवित्तंसनरःकुलीनः। सपंडीतःसश्रुतवान् गुणज्ञः।।
सयेवचक्तासचदर्शनीयः।सर्वेगुणाः कांचनमाश्रयंति. ।।

અર્થ—જેની પાસે પૈસોછે તેજ કુલીન, તેજ પંડીત, તેજ માહિતગાર, તેજ ગુણુવાન, તેજ વકતા, તેજ દર્શન કરવા લાયક, અર્થાત—સર્વે ગુણો કંચનમાં (સોનાંમાં—પૈસામાં) રહેલા છે.

જર માતાને તાત જાત તે જરથી જાણો,
ડાહાપણ પણ છે દામ દામ રાજાને રાણો;
સગાં સહોદર સર્વ દ્રવ્ય વણુજ વેપારી,
રંગને રૂપ અનુપ દ્રવ્ય તે ધીરજ ધારી;
સૌ જગત વસ્યું છે જરથકી, ગરથ માંહી ગુણ બહુ ગણું,
સામળ કહે સ્વર્ગે સંચરે, જોર હોય જો જર તણું.

અરે એમાં તે બિચારી શું કરે? તેમાં તેનો તો વાંકજ નથી. પણ પૈસો જાતેજ એવો છે કે તે ભૂડું કામ કરતાં કોઈને આંચકો ખાવા દેતો નથી. પણ તેમાં લલિતાનોએ શેનો વાંક–તેનેતો ખરાબની દોસ્તી થઇછે એટલે તેના કહ્યા પ્રમાણે કરવું પડે છે. ખરાબ માણસ સારી શીખામણ તો શેની આપે? કેમકે—

દુષ્ટ ન છોડે દુષ્ટતા, બડી ઠારૈ હુ પાઇ,
તૈ સૈ તજત ન સ્યામતા, બીખ શીવ કંઠ બસાય.

**અર્થ:**—જોકે ઝેરને માહાદેવે પોતાના કંઠમાં રાખેલ છે તો પણ કાળું મટયું નહી (રંગ તો કાળોજ રહયો) તેમ દુષ્ટ પોતાના અવગુણને છોડે નહીં.

આમ વિચાર કરે છે–આંખમાંથી આંસુ ખરખર વહ્યાં કરે છે–કશાથી તેના અંતઃકરણને દીલાસો મળતો નથી–શું કરવું તેનો વિચાર કર્યાં કરે છે–પોતાની સાડીના છેડા વતી આંખો લો’તી જાય છે. એવામાં તેનો પ્રિય પુત્ર ગોપાળ આવ્યો. પોતાની માને રડતી જોઇને તેને ખેદ ઉત્પન્ન થયો ને પોતાનું મોં પણ વીલું થઈ ગયું પણ ધીરજ રાખી પૂછયું “મા કેમ રડો છો”?

**સમરત**—હું કયાં રડું છું બેટા?

**ગોપાળ**—તમારી સજળ આંખોજ કહી આપે છેને.

**સમરત**—મારા પ્રિય પુત્ર હું કંઈ રડતી નથી, પણ મારા પેટમાં જરાક દુઃખે છે તેથી એમ દેખાય છે.

**ગોપાળ**—ત્યારે માજી, જયારે મને દૂખતું હતું ત્યારે તમે જે ઓસડ જેકોર પાસેથી લેઈને આપતાં હતાં તે લ્યોની, તમે કેમ લેતાં નથી? હું જેકોરને બોલાવું? એ ઓસડ ખાશો એટલે ઝટ દુઃખતું મટી જશે ને સારૂં થશે.

**સમરત**—જેકોરને કંઈ બોલાવવાની જરૂર નથી, મને પેટમાં દુઃખતું મટવા આવ્યું છે, પણ મારી આંખમાં કંઇક કસ્તર પડ્યું છે તેથી આંખો એમ દેખાય છે.

**ગોપાળ**—ત્યારે તમારી આંખમાં મને ફુકવા દો એટલે જે પડ્યું હશે તે તરતજ બહાર નીકળી જશે—આમ બોલી ગોપાળ પાસે આવ્યો તેની માએ તેને પોતાના ખોળામાં લીધો અને તેની તરફ પ્યારથી જોવા લાગી—ઘણીવાર બચ્ચાંથી ઉપજતા આનંદમાં દુઃખ વિસારે પડે છે તેમજ બિચારી શમરતનું દુઃખ પણ આ વખતે કયાં જતું રહ્યું—મિ૦ વલ્લભદાસ કહે છે કે—

**હરિગીત છંદ.**

નિર્દોષ બચ્ચું છે દિલાસો, દંપતીના [1]દુઃખમાં,
મોહી પડ્યો સંસાર સઘળો [2]સંતતીના સુખમાં.
દરીદ્ર દરદ વિયોગ દુઃખ ભૂલી જાય એ થકી ભામિની.
ધન્ય ભાગ્ય જીંદગી જાણીને, સુખમાં વસે દિન જામિની.[3] ૧
વલ્લભ વિયોગ વિપત્તાને, વિધવા વિસારે એ વડે,
સંતાન અવલંબન[4] સુખે, સંસાર સાગર સ્ત્રી તરે;
ઘર મધ્ય રમતું બાળ, તે સુખદા ઝરો આનંદનો
ત્યાં ધાય પ્રેમ [5]સ્વભાવત, અતિમાન કે અતિમંદનો ૨
ભાંખોડીયા ભર દોડતું, રમતું અને હસતું ફરે,
પાછું વળી હસી પેખતું,[6] ઘર સૂખ અનુપમ તે ખરે;

૧ સ્ત્રીપુરૂષ. ૨ છોકરાં. ૩ પતિ. ૪ આધાર. ૫ કુદરતી, ૬ જોતું

ફૂદે રમે મસ્તી કરે ને ઘર ગજાવે ઘોષથી.[૭]
માતા પિતાને કાળજે ઠંડક કરે કાલું વદી. ૩

*       *       *       *       *

સુખ સ્વર્ગસમ સંતાનનું, ઉછેરતાં જો આવડે,
નહિંતો અતીશે દુઃખ, એટલું એ થકી આવી પડે;
જો થાય સારા તોજ દીકરા, નિકર ગણવા દીફૂર્યા,[૮]
પણ દોષ એ માબાપ વિશે, પ્રભુએ નિયમ એવા કર્યા. ૪

પ્યાર કેવી અજાએબ જેવી ચીજ છે. ગોપાળ, તેની મા શા વાસ્તે રડતી હતી તે તેને માલમ પણ નહોતું તોપણ તેની માને રડતી જોઈ તેની આંખમાં જળ ભરાઈ આવ્યું, અને તેની સજળ આંખે ને ગદગદીત કંઠે તેની માને રોગનો ઉપાય બતાવવા મંડયો. સમરત ગોપાળની સજળ આંખ ને કાલા કાલા મીઠા લાગે તેવા બોલ બોલવાની લાવણ્યતા જોઈને પોતાનું દુઃખતો વીસારે પાડી જાણે ભૂલી ગઈ હોય તેમ ગોપાળને કેડે બેસાડીને બહાર ગઈ ને આડી તેડી વાતો કરી બીજી ચીજમાં તેનું મન પરોવાય તેવી રીતે યત્ન કરવા લાગી.

ગોપાળ થોડી વાર પછી ઉંઘી ગયો, અને સમરત બહાર ઓટલે બેઠી બેઠી પોતાના પ્રિય ભરથાર વિશે વિચાર કરતી હતી એટલામાં જેકોર બાહારથી આવી. તેણે તેને વિચારમાં જોઈ પુછ્યું "કેમ બેન શા વિચારમાં છો?" એમ કહી તેની પાસે જઈ બેઠી ને વાતો કરવા લાગી. વાતો કરતાં કરતાં બંને જણ સ્ત્રી ધર્મ ઉપર ઉતરી પડ્યાં, ને તેમાં પતિવૃત પાળવાથી શા શા ફાયદા થાય છે, તે ઉપર એક બીજાના વિચાર દર્શાવા લાગ્યાં. સમરતે કહ્યું બેન

---

૭ અવાજથી. ૮ દીવસ ફૂર્યા.

તારે મોંઢેથી મને ગીત સાંભળવા બહુ ગમે છે અને જેજે તું કંઈ કહે છે તેમાં કંઇ સારી શિખામણ તો હોય છે ને હોયછેજ. વળી તારૂં કહેવું મારા મનપર એવી તો અસર કરેછે કે કાંઈ કહેવાની વાત નહીં. તેથી જોકોરે તેને પતિવૃત પાળવા વિશે તેને એક ગીત આવડતું હતું તે કહ્યું.—

**ગરબી.**

શુણો શામળા હું તમ માટે ઘેલી થઈ જો—એ. રાગ.
પતિવૃત તણો અગમ્ય પંથ આપણો જો,
ભામા ભાવ રાખી ભેદ તેહનો ભણો જો.—પતિવૃત-૧
અગમ નિગમ માંહી તેહનું પ્રમાણ છે જો,
લહે તેહને ન તરૂણી અજાણ છે જો.—પતિવૃત-૨
પૂર્વે કાળમાં પતિવૃતા થએલ છે જો,
વિજય થંભ તેની કીર્તીના રહેલ છે જો.—પતિવૃત-૩
દેવ સકળ ચરણ રજ રહે સતી તણી જો,
એવી વાણી શાસ્ત્ર માંહિ છે જુઓ ભણી જો.—પતિવૃત-૪
પરમ બ્રહ્મ સર્વે ઠામ છે, વસિ રહયો જો,
સગુણ બ્રહ્મ સ્વામિ તેજ બીજો ના લહ્યો જો.—પતિ-૫
પૂજે ઈંદ્રને ઈંદ્રિ કેરી સુંદરી જો,
પૂજે વિષ્ણુને સમુદ્ર કેરી દીકરી જો- પતિવૃત- ૬
થવા સતી પતિચરણ ચિત્ત જોડીએ જો,
પવિત્રાઈ પવિત્રા ન કદિ છોડીએ જો.- પતિવૃત-૭

આ ગાયા પછી બંને જણ ઘરમાં જઈ સુઈ રહ્યાં.

---

## પ્રકરણ ૬ ઠું.

વહોરાની દૂકાને લલિતાને સમરત વચ્ચેનો કજીયો થયો તે તથા સમરતે ઘેર જઈ શું કર્યું તે સર્વે જાણ્યું. હવે લલિતાનું કૃત્ય બાકી છે—આજ લલિતા હમેશના કરતાં

વધારે ધમ પછાડા કરતી, તોબરા જેવડું મોં ચઢાવી, છણકા કરતી, ઘેર આવી પોતાની ઓરડીમાં જઇ, સૂઇ ગઈ. લલિતાની અને સમરતની ઓરડી વચ્ચે એકજ ભિંત હતી. તેથી સમરતે જે બને તે ત્યાંથી સાંભળવાનો યત્ન કર્યો.

સાંજ પડતાં શંભુલાલ નોકરી પરથી ઘેર આવ્યો. આવ્યો તેવોજ ઓરડા તરફ ગયો, પણ બારણું બંધ દેખવાથી પાછો ફર્યો—પરસાળમાં આવીને જેકોરને પુછ્યું કે ઓરડામાં કોણ છે? જેકોરે કહ્યું કે શેઠાણી સૂઈ ગયાં હશે. તેથી શંભુલાલ પાછો ઓરડા આગળ ગયો અને બારણા ખખડાવવા લાગ્યો ને અંદર કોણ છે? મહીં કોણ છે? એમ બૂમો પાડવા લાગ્યો. પણ કંઈ જવાબ મળ્યો નહીં આથી શંભુલાલ ખુબ ચીડાઈને જોરથી બારણા ખખડાવવા લાગ્યો તેથી લલિતાએ ધીમે રહી બારણા ઉઘાડીને એકદમ પાછી પથારીમાં લાંબી થઇ પડી. શંભુલાલ તેની રાતીચોળ આંખો, ઉદાશ ચેહેરો, અને ઉંડા નિશાસા ને જાણે તેને માથે આભ તૂટી પડયું હોય, કે કોઇ તેનું સગું મરી ગયું હોય, તેમ ડસકાં ખાતી જોઇને સમજ્યો કે આજે કંઈક વળી નવા જુની છે ખરી, કારણ કે તે લલિતાનો સ્વભાવ સારી પેઠે જાણતો હતો.

કેટલીક અભણ મુર્ખ સ્ત્રીયો બિચારા નિર્ધનીઆ ધણીઓને જોકે તેમની પાસે પૈસા ન હોય તોપણ બીજીઓના વાદ લેઇ મારે બાંટ ને મારે કંકણ કે બેરખી એમ કહી વારંવાર તેમને ખૂબ દમે છે. પણ એમ નથી વિચારતી કે તાલેવંત પાડોશીની હવેલી જોઇ કાંઇ આપણું ઝુંપડું તોડી પડાય ? તેમ જયારે લલિતાને કંઈ જોઇએ ત્યારે તે પણ મુર્ખ સ્ત્રીયોની પેઠે ધમ પછાડા કરતી ને પોતાના ધણીને દમતી.

તેથી આજે તેણે (શંભુલાલે) ધાર્યું કે કંઈ પણ તેને જોઇતું હશે. આમ વિચારી શંભુલાલે તેની પાસે જઈને કહ્યું કે" વળી આજે પાછું શું છે" ? પણ કંઈ જવાબ કે ઉત્તર ન મળે. શંભુલાલે એમ બે ત્રણ વખત પુછયું પણ કંઈ જવાબ ન મળ્યો, તેથી વિચાર્યું કે આજે કંઈ મોટો બનાવ હોવો જોઈએ. લાવને હું જેકોરને પુછી જોઉં એમ કહી જેકોર ! ઓ જેકોર ! એમ બૂમો પાડવા લાગ્યો પણ કંઇ જવાબ ન મળ્યો. તેથી ખુબ ચીડવાઈ ગયો. અને કહ્યું "આશું ! શું કોઈ મને જવાબ નહીં આપે ? આથી લલિતા ધીમે સાદે બોલી " શું કહો છો. "

**શંભુલાલ**—હજુ ભાન આવ્યું કે નથી આવ્યું ? શું તું અહીં નહોતી ? શું બહેરી થઇતી કે કયારનો કહેતો હતો તે સાંભળતી નો'તી ? જવાબ કેમ નો'તી આપતી. કંઠી બંઠી જોઈએ છે, ત્યારેતો કેવું બોલાય છે?

લલિતાથી વધારે વાર આથી છાના રહેવાયું નહીં. કંઠીનું નામ સાંભળ્યું એટલે અને બીજું તો ભગવાનલાલે તે કરવાને પેહેલાં ના પાડી હતી તેથી તે એકદમ ઉભી થઈ અને બોલી ઉઠી કે મેં એમના બેનાં ખરાબ કૃત્યોને લીધે બહુ વખત સુધી ભોગવ્યું છે. અને શું તે એટલેથી શંતોષ નહીં પામે ?

**શંભુલાલ**—(આશ્ચર્ય પામી) કયાં બે? અને તેમણે તારૂં શું બગાડયું છે ?

**લલિતા**—ફરી પાછું મને પૂછવા માંડયું કે તારૂં શું બગાડયું છે? હવે બાકી શું રહ્યું છે?

**શંભુલાલ**—પણ કહેતો ખરી કયાં બે? ને શું તારૂં બગાડયું છે ?

**લલિતા**—વારેવારે શું પૂછોછો? કોણ ? ક્યાં બે? એ શેઠને શેઠાણી બેજતો. તમારો ભાઇ ને એમની શેઠાણી એ હવે સમજ્યા?

એ શેઠતો જાણે પોતાના કમાયેલા પૈસા ખરચાતા ન હોય એમ દરેક બાબતમાં મારી વચ્ચે ફાંસ મારતા હતા, પણ પેલી સંડને કેવું છાનું છાનું કરાવી આપતા હતા. હવે એ ગયા ત્યારથી તેમની શેઠાણી મને હમેશાં દમ્યા કરેછે જાણે કે મેં એના સગલાને કઢાવી મુક્યો હોયને.

**શંભુલાલ**—એ કંઈ એમ નહોતો કહેતો કે ઘરેણાં ન કરાવશો. એતો ફક્ત એમજ કહેતો હતો કે દીવાનખાનું જલદી પૂરૂં કરાવીએ.

**લલિતા**—પણ તમોતો ભોળાછોને એતો લુચ્ચો હતો. તમે કંઈ જાણોછો કે શા વાસ્તે તે પેહેલું બંધાવાનું કહેતો હતો. તે કંઈ તમારા ફાયદા વાસ્તે? ના, ના, કદી એમ સમજતા નહી. એ આખો દહાડો ગામમાં રખડતો અને કંઇ કામ કરતો નહીં. જો તમે એ બંધાવો તો તેમાં તેનો ભાગ રહે, પણ જો તમે કંઠી કરાવો તો તમારા બાપની પુંજી વેંચતી વખત તેને કંઇ ભાગ મળે નહીં.

લલિતાનું કહેવું તેને સત્ય લાગ્યું. તેથી તે બોલ્યો. “આહા ! હવે મને સમજ પડી અને તેથીજ તેણે તે પેહેલાં પૂરૂં કરવાને કહ્યું હતું અને ઘરેણાંનું ના કહેતો હતો. ત્યારે એતો બડો મતલબી દેખાયછે. જો હું પેહેલાંથી આમ જાણતો હોતતો એક ઈંટ પણ ચણાવત નહીં. પણ **હાથનાં કર્યાં હૈયે વાગ્યાં.કરે તેવું પામે.** પરમેશ્વરે તેને બદલો પણ તેવોજ દીધો.

**લલિતા**—તમે મારૂં કહ્યું સાંભળતા નથી. અને કોઈ દિવસ મને કશું પણ પૂછતા નથી.

**શંભુલાલ**—સારૂ ત્યારે એ એમને એમજ રાખું. બીજું તું શું કહેતી હતી? તેની વહુ વિશે તું શું કહેતી હતી. હું તો ધારૂં છું કે તેતો તેના જેવી નથી. એતો બહુ શાણી ને ડાહી છે ને વળી ભણેલી પણ છે.

**લલિતા**–શેઠાણી તો શેઠથીએ ભુંડાં છે! બળ્યું એનું ભણતર અને બળ્યું એનું ડહાપણ. રાંડ એતો છકેલ છે. એને તો ઘણાએ માંટી છે, એની ગાળો કોણ ખમી શકે? હમેશાં તમને ને મને એને ગાળો દે છે. ને વળી રાંડ અહીં ને તહીં રઝળતી ફરે છે.

**શંભુલાલ**–શું તે મને ગાળો ભાંડે છે? જેનું ખાય છે તેનુંજ ખોદ છે?

**લલિતા**—એવું તે કોણ ખમી શકે? તમેજ; બીજો કોઈ ખમે નહીં. એ રાંડ છીનાળનું તો ન કહીએ એટલું ઓછું. એતો બધી વાતમાં પહોંચેલી છે.

**શંભુલાલ**—મને કહે—શું શું એ બોલતી હતી, અને મને શી ગાળો દીધી હતી?

**લલિતા**–તેણેતો કંઇ કહયામાં બાકી રાખી નથી. જો તમે શાંભળશો તો તમે માનશો નહીં. આજે એક વહોરાએ અહીં દુકાન માંડી હતી. બાપાલાલ અને કમળાગૌવરી છાનાં રહેતાં નહોતાં તેથી તેમને અક્કેકો શીશુડો અપાવ્યો હતો, અને જ્યારે ગોપાળને તેણે રડતો દીઠો ત્યારે તેણે એક શીશુડો લેઈ ગોપાળને આપ્યો ને જ્યારે પૈસા આપવાનો વખત આવ્યો ત્યારે તે કહેવા લાગી કે બેન એક પૈસો મને ઉછીનો આપ અને હું તને વ્યાજ સુધાં આપીશ. મેં કહ્યું બેન પૈશાનું તે વ્યાજ શું થતું હશે તે મને માલમ નથી. ત્યારે તે બોલી કે આટલા બધા વખતથી

તો નાણાવટું કરેછે ને કેમ જાણતી નથી ? હું તો સાંભળી-નેજ શઠ જેવી બની ગઈ, પછી તેતો તેના મનમાં આવ્યું તેમ તે બોલવા લાગી.

**શંભુલાલ**—શું ! શું ! હેં શું કહ્યું !

**લલિતા**—મને તો એ બોલી એવા શબ્દો પણ બોલતાં નથી આવડતા. હું તો ભોળીછું એટલે મને કંઈ એવું બોલતાંએ આવડતું નથી, આખું ગામ ત્યાં હતું અને બધાંએ સાંભળ્યું છે. જો તમારે સાંભળવાની મરજી હોયતો રત્નલક્ષ્મીને તેડી આવું. તે પણ ત્યાં હતી. તે બધું તમને વીણી વીણીને કહેશે. એ રાંડને બધું યાદ રહે છે.

**શંભુલાલ**— હા. હું જાઉં તો ખરો એણે શું કહ્યું. કાલે એને બોલાવી લાવજે.

**લલિતા**—હવે કાલની વાત કાલ છે, પણ હમણાં હું કંઇ કહું તેનો ઉત્તર બરોબર આપશો ?

**શંભુલાલ**—અલબત્ત. શા વાસ્તે નહીં ?

**લલિતા**—તમે કંઠી કરવા આપી છે એ ખરૂં છે ?

**શંભુલાલ**—હા. બરોબર છે. શા માટે તે એ પૂછ્યું ?

**લલિતા**—તમે કેહેતા હતા તે ઉપરથી મેં ધાર્યું કે તમે નહિં આપી હોય.

**શંભુલાલ**—તે વખત નોહોતી આપી.

**લલિતા**—ત્યારે જુઠું જુઠું કેમ બોલો છો ?

**શંભુલાલ**—ખરેખર તે વખત ખોટું કહેતો હતો. કાલે સોનીને બોલાવીને કરવા આપી છે.

આ બધી વાત જેકોર બહાર રહી રહી સાંભળતી હતી. તેને લલિતા સાથે કદી બનતું નહીં અને તેથી તેનું

કાંમે પણ બરોબર મન દઈ કરે નહીં. સમરતની તે સહીપણી હોય તેમ તે દાવો કરતી હતી ને જે જે તેના સામું બોલાતું તથા થતું તે તેને કેહેવાને ચુકતી નહીં. ભગવાનલાલને કોણે કાઢયો ને શાથી કાહાડ્યો તે તે સઘળું જાણુતી હતી. ને તે તેણે સમરતને પણ જણાવી દીધું હતું. અને આજે પણ શું થયું તે બધી વાત તથા કુંઠી કરાવા આપી છે તે સર્વે તેણે કહ્યું.

## પ્રકરણ ૭ મું

સમરત ગોપાળને તેડી ઘરમાં ગઈ. ગોપાળ તેના ખભા ઉપરજ ઉંઘી ગયો હતો. ઘરમાં જઈ તે સૂઈગઈ. સૂતીતો ખરી પણ ઉંઘ કોને આવે. આડી સૂવે, પાસાભેર સૂવે કે ચત્તિ સૂવે, આંખો બંધ કરે તો પણ નિંદ્રાદેવી તેના પર પ્રસન્ન થઇ નહીં. વિચારમાં ને વિચારમાં પલંગ ઉપરથી ખાટલામાં સૂતી, ત્યાંથી વળી ભોંય ઉપર સૂતી, પણ કંઇ તેને ચેન પડે નહીં. છેવટે તેને પોતાના ધણીને પત્ર લખવાનો નિશ્ચય કર્યો.

નિશ્ચય કર્યા પછી થોડી વારમાં સમરત ઉંઘી ગઇ. ઉંઘ કેવી મધુર છે! ઉંઘમાં લોકો તેમનું દુઃખ, દીલગીરી- અને મંદવાડ વિગરે ભૂલી જાય છે. દિવસે સંસારિક બાબતોથી જે કંઇ દુઃખ થયું હોય તે રાતે ઉંઘમાં ભૂલી જવાય છે દુનિયામાં ઉંઘ જેવું એકે સુખ અને શાંતી આપનાર નથી. તેમની હમેશાં જીવ જાન બેનપણી થઇ રહે છે. ઊંઘ દોસ્તની માફક, દુઃખદાયક વિચારોમાંથી દુર કરે છે.

સમરત પોતાના નાનકડા ગોપાળની છાતી ઉપર હાથ રાખી ઉંઘમાં લીન થઈ ગઇ છે. બારી આગળ દીવો

બળ્યાં કરે છે. અને પવનમાં ઝોકાં ખાય છે તેથી દરેક વખત તેનું સુંદર મોં બરોબર દેખાતું નથી. દીવો જ્યારે બરોબર બળે છે ત્યારે તેનું મનોહર મુખડું જાણે ધર્મ રાજાનો ખરેખરો પ્યાર સંપાદાન કરવાની ફિકરમાં હોય તેમ દેખાય છે, તેના માથા ઉપરની સાડીનો ભાગ ખસી ગયોછે ને તે ડાબે પડખે પડયો છે, અને ભમરાની પાંખ જોડે બરોબરી કરે એવા તેના કાળા કેશ પોતાની મરજીમાં આવે એમ છુટા વીખરાએલા પડેલાછે. તેના પૂર્ણિમાના ચંદ્ર જેવા કપાળની બંને બાજુએ પરસેવાનાં ટીપાં મોતીની શેરો માફક આવી રહ્યાં છે. જેમ કમળની પાંખડીઓ રાતને સમયે અર્ધી બીડાયછે તેમ તેની આંખો બીડાઈ ગઇ છે. તેના રાતા પરવાળા જેવા હોઠ જરા જરા હાલે છે, તેના નાજુક ખભા બેભાન અવસ્થામાં પડ્યા છે. આ વખતે તેને જોઇનેજ આપણે ધારીએ કે તે કંઇક વિચારમાં ગુંથાઇ છે. પણ દુષ્ટ સ્વપ્ને તેને એકદમ જાગૃત કરી. બેબાકળી થઈ તે જાગી ઉભી થઈ. આમ તેમ જોયું પણ ત્યાં કોઈને ન દીઠું. આ વખતે તેની નજર ધડીયાળ તરફ ગઇ તો રાત્રીના બે વાગેલા માલમ પડ્યા. તેથી તે સ્વપ્ન વિશે વિચાર કરવા લાગી.—ફરીથી ઉંધી ગઇ—ફરી જાગી. આ વખતે સવારના પાંચેક વાગ્યા હતા. તારાઓ ખસવા લાગ્યા હતા ને સૂર્ય નારાયણની સ્વારી પધારશે એમ અરૂણે જણાવ્યું, તેથી તે નદીએ સ્નાન કરવા ગઇ,

સવારમાં જ્યારે સમરત નદીથી સ્નાન કરીને ઘરતરફ આવતી હતી તે વખતે રત્નલક્ષ્મી સામી મળી. રત્નલક્ષ્મીનું નામ વારંવાર આપણે વાંચી ગયાછીએ પણ તે કોણ હતી તે હજુ સુધી જાણતા નથી, તેથી તેને વિશે જાણવું જોઇએ.

રત્ન લક્ષ્મી માણેકલાલ નામના વાણીઆની દીકરી હતી. માણેકલાલ કચેરીમાં કારકુનની જગા ઉપર હતો. તેથી તેને ઘણા સાથે ઓળખાણ હતી. માણેકલાલને આ એકની એક છોકરી હોવાથી જ્યાં જાય ત્યાં રત્નલક્ષ્મીને સાથે લેઈ જતો. તેથી રત્નલક્ષ્મી ને પણ ઘણા જણ પીછાનંતા હતા.

રત્નલક્ષ્મીને નાનપણમાં પરણાવવામાં આવી હતી. પણ તે જે દિવસે પરણી તેને બીજેજ દિવસે તેનો ધણી અગાશીમાંથી પડવાથી મૃત્યુલોકમાંથી ઈશ્વરની પાસે અરજ કરવા ગયો હતો. આથી રત્નલક્ષ્મીને આપણે બાળવિધવા કહીશું તો બસછે—તેનો બાંધો મજબુત હતો. માથામાં તાળ પડેલી હતી. તેના દાંત અડધા રાતા અને અડધા ધોળા હતા. આંખો રાતી ચોળ હતી. તેનો ચેહેરો આશમાની રંગની બરોબરી કરે તેવો હતો. આ વખત તેની ઉમર ૨૫ કરતાં વધારે ન હતી. શંભુલાલના ઘરથી થોડે છેટે તે રહેતી હતી. તેના તાબામાં બે નાની ઓરડીઓ હતી. તેમાંની એકમાં તે રાંધતી ને બીજામાં સૂઇ રહેતી. બારણા આગળ છુટી જમીન હતી અને જમણી બાજુએ નાની વાડી હતી. તેમાં તરેહ તરેહના ફુલ ઉગતાં હતાં. જ્યારે તેને લલિતા પાસે કંઈ લેવાની જરૂર પડતી ત્યારે તે આમાંનાં થોડાંક ફુલ વિણીને તેનો હાર કરી તેને પહેરાવતી અને તેને ખુબ ફુલાવતી.

આજે તેના હાથમાં ફુલનો હાર તથા ગોટો હતો. જે લઈને તે લલિતા પાસે આવતી હતી. સમરત પોતાની ઓરડીમાં ગઈ ને રત્નલક્ષ્મી લલિતા પાસે ગઈ.

આજે પોતાની વાત નીકળશે એવું ધારીને સમરત જે કંઈ ત્યાં બને તે સાંભળવાને પોતે યત્ન કર્યો, પણ કંઈ બરોબર સંભળાયું નહીં તેથી ઘરનું કામકાજ કરવા ગઈ.

એકાદ કલાક વાત કર્યા પછી રત્નલક્ષ્મી લલિતાના ઓરડામાંથી બહાર આવી ને સમરતને બોલાવીને કહ્યું કે અહીં આવ અને હું કહું તે સાંભળ,: સમરત બી'તી બી'તી આગળ ગઇ અને કહ્યું કે "શું છે બેન"?

રત્નલક્ષ્મીએ મોંહો વીલું પાડી નાખ્યું અને કહ્યું કે "છે તે આ છે" એમાં મારો કંઇ વાંક નથી; બેન હું શું કરૂં ? એણે મને સંદેશો મોકલ્યો છે તે કહું છું. બેન તું મને ગાળો દેતી નહીં એમ કહી લલિતાની કહેલી સઘ ળીવાત કહી સંભળાવી.

આ સાંભળી સમરત બાપડી ગભરાઈ ગઈઅને થર થર ધ્રુજવા લાગી રત્નલક્ષ્મીની બધીવાત પુરી થઇ નહોતી એટલામાં તે વચ્ચે બોલી ઉઠી " એ બધાનું શું કામછે ? જે કહેવું હોય તે કહી દો. તમારા ભયંકર શબ્દ સાંભળીને મારા તો હોંશજ ઉડી જાય છે "

**રત્નલક્ષ્મી**— ખરેખર તે ભયંકરજ છે, જે કેહેવાનું છે તે એકદમ કહી દેવું એ સારી વાત છે. લલિતા કહે છે કે " ભેગા રહ્યાથી હમેશાં કજીઓ થાય છે. આમ લડેથી શો ફાયદો થવાનો છે ? આજથી તમે જુદાં ખાજો ને એ પણ જુદું ખાશે" બેન હું શું કરૂં ? એમાં મારૂં શું ચાલે. મેં તો મારે મારી ફરજ બજાવી છે.

એમ કહી આ દુષ્ટ રત્નલક્ષ્મી પોતે જાણે કશામાં છે નહીં ને પોતેજ તેને સારૂં દીલગીર હોય તેમ મોં કરી જાણે જતી હોયને તેમ વાંકી વળી ઉભી રહી. થોડીક વાર પછી તેણે ( સમરતે ) ધીમે સાદે પુછ્યું કે " શું શંભુલાલ પણ એમ કહે છે ?"

રત્નલક્ષ્મીએ નિસાસો નાંખી કહ્યું કે " હા તેમણેજ મને કહેવા મોકલી છે. આથી સમરતને સખેદાશ્ચર્ય થયો.

—અને પોતાના પ્રિય ભરથારને પત્ર લખવા શરૂ કર્યો—એક કાગળ ફાડ્યો—અને બીજો ફાડ્યો—એમ બેચારવાર લખ્યાને તે બરોબર મનને ગમે તેવા ન હોવાથી ફરી ફાડી નાંખ્યા—આ વખતે સવારના નવદશનો આશરો હતો. તેવામાં ટપાલના સિપાઈએ આવીને ભગવાનલાલ મોતીલાલનું ઘર કયું ? એમ પુછ્યું કે તરતજ સમરતે ઉભાં થઈને કહ્યું કે આજ ઘર. અને એમ બોલી તે નીચે આવી. ને ટપાલમાં પોતાના ભરથારનો પત્ર આવેલો હતો તે લીધો—જેકોર આવી તેને તે પત્ર બતાવ્યો ને તેનો જવાબ લખવો કે શી રીતે તેનો વિચાર કરવા લાગી

## પ્રકરણ ૮ મું.

હવે આપણે ભગવાનલાલને વીસરી જઈએ એ ઠીક નથી. ભગવાનલાલ કર્ણાવતી છોડયા પછી મણીપૂર આવ્યો. અહીં તેનો મિત્ર છોટાલાલ નામનો હતો. ગાડીમાંથી ઉતરી નગરી તરફ આવતાં તેનો મિત્ર છોટાલાલ રસ્તામાંજ મળ્યો. છોટાલાલ આનંદ પ્રદર્શીત કરતો તેના પરગામથી આવેલા મિત્રનો હાથ પકડી. કેમ છો? ખુશ? કંઈ તે તરફના નવલ—વિગેરે રીતે કુશળ વર્તમાન પૂછતો પૂછતો પોતાને ઘેર લઇ આવ્યો. સાંજરે વાળુ કર્યા પછી બંને મિત્રો બહાર ફરવા ગયા. ત્યાં તેઓને એક કૌતક માલમ પડયું. એક માણસ હાય! હાય બાપલિયા! હાયરે! ઘરનો પણ નહીં ને ઘાટનો પણ નહીં તેમ થયો! ધોબીના કુતરાની મીસાલે થયું! હવે શું કરૂં! કોને કહું ને શું કરૂં? છેવટે ચંડાળે દગો દીધો! એમ બોલતો બોલતો જમીનપર પછડાઈ મુર્ચ્છા ખાતો ધરણી ઢળ્યો. ભગવાન અને તેનો મિત્ર દૂરથી હાય અફસોસી સાંભળતાં જે તરફ તે સ્વર

આવતો હતો તે તરફ ઉતાવળા ઉતાવળા ગયા ને જોયું તો એક માણુસ કુવા કાંઠે તરત મુર્ચ્છા ખાઇ પડેલો હોય તેમ જોયું. ભગવાનલાલે દોડતાં જઈ તેના મૂખ ઉપર ઠંડા પાણીની છાલકો મારી તેને જાગૃત કર્યો. છોટાલાલતો પાછો ગામ તરફ. પાણી લેવા દોડતો ગયો હતો, પણ ભગવાનલાલે સમય સૂચકતા વાપરી પોતાની પાઘડી ઉકેલી તેને કુવામાં ફાંસીને પલળેલો છેડો નિચોવી તે પાણી તેના મૂખ-પર છાટવા લાગ્યો. એટલામાં છોટાલાલ પાણી લાવ્યો, ને તે પાણી છાંટી તેને જાગૃત કર્યો. જાગૃતિમાં આવ્યા પછી તેને તેનો હેવાલ પૂછવા માંડયો. પેલા માણુસે કહ્યું કે સાહેબ એમાં તમને શો ફાયદો થવાનો છે? એ સાંભળી તમને દીલગીરી માત્ર થશે. છતાં જો ઇચ્છા હોય તો મને કહેવાને કંઈ હરકત નથી. સાહેબ—આ સંસારમાં કામદેવ પોતાના મનોહર-રપણાથી મધુર મોરની માફક પુરૂષોને મોહ ઉપજાવી મરણ દશાએ પહોચાડે છે. અરે ! એજ આ કામદેવની શક્તિના સમૂહરૂપ સ્ત્રીઓ સ્વપરાક્રમથી પુરૂષોને વિર્યહીણ બનાવવામાં જરાપણ વાર લગાડતી નથી. તેઓ પોતાના ભ્રમરોના ઉછાળાથી પુરૂપને અત્યંત દુઃખ ઉપજાવી તેઓને મયૂરની પેઠે નચાવે છે. વળી પોતાપર પ્યાર રાખનાર પુરૂષોને સપડાવવામાં જાળરૂપ -હ્દય ને બાંધવામાં દોરી કે સાંકળરૂપ છે. તેમાં સપડાએલો નર કદી છુટવા પામતો નથી. તેમાં કોઇને ચેષ્ટાથી, કોઇને મધુર વચનોથી કે કટાક્ષથી અને કોઇને ક્રીડાથી મોહ ઉપજાવેછે. ભગવાનલાલ વચમાં બોલી ઉઠયો, ભાઇ, એતો ખરૂં છે પણ તમારો હેવાલ કહોને, પછી જે કહેવું હોય તે કહેજો. તમે થોડીવાર પર આટલા દિલગીર હોઈ મૂર્ચ્છામાં પડયા હતા તેનું શું કારણ? તે તથા તમારો ઈતિહાસ જાણવાની અપેક્ષા હોઈ તમને આ-

ટલા બધા આગ્રહ કરીએ છીએ. પેલા માણુસે પોતાની વાત ચલાવી, ત્યારે સાહેબ સાંભળો—હું પણ તેજ કહેતો હતો. હું અમરકોટ ગામમાં રહેનાર મણીલાલ છોટાલાલનો પુત્ર છું. મારા પિતાનું રાજદરબારમાં ઘણું માન હતું. તેથી મારો મોટો ભાઈ નામે રણછોડ**અમ**—નામના ગામમાં ત્યાંના એક ધનાઢ્ય તેમજ પ્રખ્યાતી પામેલા નગરશેઠની છોડી સાથે પરણ્યો હતો. આ છોડીનું નામ લલિતા હતું. એ અભણ અને દુરાચારી હતી. તેની માએ તેને ભણાવી ન હતી; તેતો એમજ કહેતી કે "છોડીઓને ભણાવવી એ અમારો રીવાજ નથી. છોડીઓને ભણીને કયાં નોકરી કરવા જવું છે કે દુકાને બેસવું છે? હું કે મારી મા કે આ છોડીની સાસુ કોઇએ ભણેલાં ન હતાં. તો એમનો જન્મારો કેમ ગયો? એમનો જેમ ગયો તેમ તેમનો પણ જશે. "આથી તે તેના જેવી અભણ દૂરાચારી તથા સર્વ દૂર્ગુણથી ભરપુર થઇ. અભણ સ્ત્રી પતિવૃત એટલે શું તે ન સમજે તો તેને કેમ પાળવું—શીયળ શી રીતે સાચવવું તે તો કયાંથીજ જાણે? તેમ આ મારી ભાભી રે કહેતાં શરમ આવેછે—એક નીચ માણુસ સાથે પ્યારમાં પડી. આ વાત હું જાણતો હોવાથી મને દૂર કરવાનો યત્ન કર્યો. પણ તે વખતે મારાં માબાપ જીવતા હોવાથી મને કોઈ કંઇ કહી કે કરી શકયું નહીં. પણ રે! રે! પ્રભુ! મારાં માબાપ તે વર્ષમાંજ મરી ગયાં. આ વખતે મારી ઉમર ૧૫—૧૬ વર્ષની હશે.

મારૂં શું થશે? હું શું કરીશ? (રૂવેછે,) સારા ભાગ્યે હું હજી પરણેલો નથી. મારો ભાઈ તો એમજ ધારતો કે મારી વહુ પતિવૃતા ધર્મ પાળનારી, શુશીલ છે. વળી તે ધારતો કે સ્ત્રી જાતેજ વચનામૃતના માધુર્યથી મોહ પમાડનારી પ્રેમમાંજ પ્રાણ પાથરનારી અતિપ્રેમી છતાં પતિવૃત ધર્માનુંસારીણી

અને પતિના વીકટ પ્રસંગે ધૈર્યધારીણી ને સહાયકારિણી છે. માટે તેને વચનોથી કે બીજી રીતે દુઃખી કરવી એ ખોટું છે. એમજ ધારી તે તેને કશું કહેતો નહિ. તેથી આ દુષ્ટાએ તેનો ખોટો ઉપયોગ કરી તેને વશ છે એમ ધારી તે દુષ્ટને (તેના યારને) મારા દેખતાં બોલાવવા લાગી. મેં તેને એક વખત ખુબ ધમકાવ્યો-બીજી વખત ખૂબ ધમકાવી મારવાનો ડર બતાવ્યો. આમ બે ત્રણ વખત થયાથી તે બંન્ને દુષ્ટાએ મારી કેડે થઈ મને દુઃખી કર્યો. મારો ભાઈ મને એક પણ શબ્દ કહેતો નહીં તેથી તે દુષ્ટાનું કંઇ મારા પ્રત્યે ચાલ્યું નહીં ત્યારે મારા ઉપર ચોરી ચઢાવી અને બીજી વખતે મારા ઉપર અથાગ દુઃખનો ભંડાર ખાલી કર્યો. આમ થોડા રોજ ચાલ્યું આથી હું મારા ભાઈની રજા લઈ જૂદી ઓરડી રાખી તેના તેજ ઘરમાં પણ એક ઇલાયદી ઓરડી જે પાછલે બારણે હતી તેમાં ) જુદો રહયો. છતાં તે હમેશાં મારા ભાઈથી રીસાવા લાગી. જ્યારે જ્યારે તે રીસાતી અને " **મગર મંકોડા હડીઅલ કાઠી, તે કરતાં ત્રીયા બુદ્ધી માઠી"*** એટલે મગરના મોંમાં આવેલું હાડકું જેમ નીકળી શકતું નથી, મંકોડો બચકું ભરે તે જેમ તુટતા સુધી છોડતોનથી અને જેમ હઠીઅલ કાઠી નામનું પક્ષી ગમે તે થાય તોપણ જમીન પર પગ મુકતું નથી એવું હઠીલું હોય છે, એ ત્રણ જેવાં અજબ તરેહનાં હઠીલાં હોય છે તેમ તે જ્યારે આડપણ લઇ બેસતી ત્યારે અરે ! પર પુરૂષમાં પ્રીતી

---

* હડીઅલ પક્ષી એવું તો હઠીલું હોય છે કે જ્યારે ચારાને સારૂ જમીનપર આવવાની જરૂર પડે ત્યારે લાકડાની સળી પગમાં ને પગમાં ભેરવી નીચે ઉતરે ને તે સળી ઉપર બેસીનેજ ચારો કરે છે

રાખનારી પુંશ્ચલી જેવી સ્ત્રીમાં પણ મુઢ પૂરૂષ[1] કોઈ પણ જાતની શંકા નહી લાવતાં તેને ખુશી કરવાને ફાંફાં મારતો. અરે ! ખરે તેમાં તે બિચારો શું કરે ! એતો કામનોજ વાંક છે કેમકે કામ પોતાની સ્વતંત્રા રાખનારજ છે. એક દિવસ આવી રીતે હમેશની માફક થયા પછી મારો ભાઇ થાકયો પાકયો સુઈ ગયો, ત્યારે તેને સુતો મુકી તે દુષ્ટા પાછલી બારીએથી મારી ઓરડી નીચે થઈને જોડેના ડેહેલા માં ગઈ. ( કારણ કે અહીજ તેનો યાર રહેતો હતો— જયારે ડેહેલામાં ગઈ એવું હું કહું છુ, ત્યારે તેનો યાર કોણ હોવો જોઈએ તેતો આપના સમજ્યામાં આવ્યું હશે. નહીં તો કહુંછું કે તે માણુસ આ ગામના એક અમલદાર નો ઘોડાવાળો હતો ) આ વખતે અર્ધરાત્રીનો સમય થયો હશે. બહાર અંધારૂં ઘોર હતુ. આજે તેને ને પેલા માણુસ ને કંઈ કજીઓ થયો હોય તેમ લાગતું હતું તેથી મારા ધારવા પ્રમાણે તે તેને મનાવા ગઇ હશે. ત્યાં જઈને તેને ખુશ કરવા લાગી, પણ પેલો કંઈ તેથી ખુશી થયો હોય તેમ લાગતું નહોતું તેણે તેને ઉઠીને એક બે ચાબુક ચોડી કહાડ્યા ને ચલ અહીંથી, ચલ અહીંથી એટલુંજ મારાથી સંભળાયું બીજું તે શું બોલ્યો તે સંભળાયું નહી. આથી તે અત્યંત કરૂણા ઉપજાવે તેવો..વિલાપ ક્ષીણા સ્વરે કાઢી તેને મનાવવા લાગી. પણ તેના મનમાં કાંઈ દયા પણ ન આવી. થોડી વાર પછી તે બોલી—આ વખતે તેણે તેના બે હાથ જોડેલા હતા, વારંવાર પગ આગળ માથું નમાવી જાણે તેને પગે લાગતી હોય તેમ કરતી હતી—મેં પાપણીએ તમને કયાં ચડાવ્યા. હું ભુલી ભાઈસાહેબ હવે કદી એમ

---

૧ મારોભાઇ—જો કે મારે કહેવું ઘટીત નથી, પણ કહી જવાય છે એટલે લાચાર છું

નહી કરૂં. અને એ પ્રમાણે વીશેષ તેને ચીડવવા લાગી. અંત્યે પેલો માણસે જાણે તેના ઉપર ખુશ થઇ ગયો હોય તેમ બતાવી બોલ્યો ચાલ પ્યારી—એમ કહી બંને સૂઈ ગયા, આથી હું. પણ નિશ્વાસ નાંખી તેને તિરસ્કાર સાથે ગાળો ભાંડી બારી બંધ કરતો હતો એટલામાં અરેરે ! એવી ચીસ (ધીરેથી સંભળાઇ હું બહાર જોઉં છું તો પેલો માણસ તેનું નાક કરડી નહાસી જતો જોયો. હું બૂમ પાડવા જતો હતો એટલામાં તો મારી ઓરડી નીચે કંઈક ઘસારો થયો, તેથી એકદમ એ શું હશે ? રખેને મને મારવા આવ્યો હોય ! અરે હું સ્વપ્નવત છું કે જાગૃત અવસ્થામાં છું એ વિચારમાં પડયો. હું કયાં હતો તેની ખબર ન પડી. એકદમ હું પથારીમાં પડયો ને છેવટે **કરે તેવું પામે, કરણી તેવી પાર ઊતરણી—સોબત તેવી અસર, નીચની સોબત નીચ ફળ** એમ વિચારમાં ઉતરી પડયો તે વિષે વિશેષ વિચારમાં હતો. એટલામાં તો આ પ્રમાણે અનિતીથી મેળવેલું ફૂળ મેળવી એ દૂષ્ટા ઝટપટ જે ઓરડી હું હતો તેમાં આવી. અને બારણું જે ભોગજોગે ઉઘાડું રહી ગયું હતું તે ઉઘાડી અંદર આવી, બહાર નાશી જતી હોય તેવી રીતે ઉભી રહી ઉંચે સ્વરે હાહાકાર કરી મૂકયો જેને લીધે ઘરનાં સર્વે માણસો (ભાઇ, ચાકર, પાડોશી ઇત્યાદી.) દોડી આવ્યાં. હું તો જાગતો હતો તરતજ ઉઠયો ને તેની પાસે જઈ જોયું તો ખરેખર નાક કરડેલું દીઠું. પહેલાં તો એમજ ધાર્યું હતું કે પેલા એ તેને ખૂબ મારી હશે કે નાક કાપવા આવ્યો હશે ને તેણે બુમ પાડી એટલે નાઠો હશે પણ આ વખતે તો તે ખરેખરૂં કાપેલું જોયું. જ્યારે તેને સર્વે પૂછ્યું કે શું થયું ? શું થયું ? ત્યારે તેણે કહ્યું કે આ દૂષ્ટે (મેં)

મારૂં નાક કાપી નાંખ્યું? રે હાય! હાય! એમ કહી રડવા બેઠી મારા ભાઇએ અને બીજા સગા વહાલાંએ મને તેમ કરવાનું કારણ પૂછ્યું. ત્યારે મેં ઉપલી વાત કહી. એટલામાં તે રાંડ બોલી ઉઠી એણેજ મને દારૂ પીને નાકકટ્ટી કરીછે રે બાપ! હવે મારા ઉપર બીજો આરોપ મૂકે છે રે! આથી સર્વેએ મારૂં કહેવું માન્યું નહીં ને મને ફીટકાર દેવા લાગ્યા. મારા ભાઈના મનમાં કંઈક તે બાબત સંશય પડયો હોય તેમ મને લાગ્યું. થોડી વાર પછી તેણે તેને (મારી ભાભીને) પૂછ્યું, તું અહીંઆં કેમ આવી હતી? આ સવાલ લોકોની હો હોમાં તેણે કાંતો સાંભળ્યો ન હોય, કે સાંભળ્યો હોય પણ તેનો ઉત્તર દેવો પડે તેથી રડતી રડતી ઘરમાં નાશી ગઇ, અને સર્વેએ મને એજ ઓરડીમાં રાખીને બહારથી તાળુ વાશી સૌ સૌને ઘેર ગયાં. સવાર પડતાં મને કાઢી મૂકયો. તેથી હું આજ ત્રણ વર્ષ થયાં અહીં તહીં આથડી ઘણો પીડાઉ છું. પણઃ—

अनृतं साहसं माया मूर्खत्वमति लोभता
अशौचत्वनिर्दयत्व स्त्रीणांदोषाःस्वभावजाः॥

જુઠું બોલવું, સાહસ કરવું, (વગર વિચાર્યું) મૂર્ખપણું, અતિ લોભ, મલીનતા, નિર્દયપણું, એ છ ગુણ સ્ત્રીને સ્વભાવીક હોય તેજ.

એમ ધારતો, વીચારતો ને મન વાળતો અહીં ફરતો ફરતો આવ્યો છું અહીં મને માલમ પડયું કે રે! રે! આટલે તે ધરાઇ નહીં. મારા ભાઇને પણ ઉભો વેચી ઘરમાંથી કાઈ મુસલ્લા સાથેલુ નાસી આવી મને આ વખતે કવિ દલપતરામની કવિતા યાદ આવે છે તે રજા હોય તો બોલું એમ કહી તેણે નીચે પ્રમાણે કહ્યું.

## રાગ વેરાડ.

ભાઈઓ જેની ભારજા ભુંડીરે, તેને પીડ અંતર ઉંડી;—એ ટેક
લાજ તજીને લડાઈ કરે નીત્ય, ભાળવા લોક ભરાય;
સારા મનુષ્યના ઘરનું વગોણું, જોણું જગતને થાય—ભા• ૧
જેમ બિલાડી ઉંદરને જુએ એમ, નાથ સામાં કરી નેણુ;
પગ થંકી પ્રગટે માથા લગી એવાં, વાંકાં કાઢે વેણુ.—ભા૦ ૨
ચાર ઘડી પીયુ ચોટે ટળે ત્યારે, સુખ બંનેને થાય;
ઘડીએ આવીને ઘેર બેસે ત્યારે, શેર લોહી સુકાય—ભા૦૩
પંડીત, શાસ્ત્ર ભણેલ પુરાણી, મોટી સભામાં મનાય;
માન તજી મુરખીના મોઢાના, તેજ ટુંકારા ખાય—ભા૦૪
પીયુ થકીનો ઘણીજ પોતાની, સમજણ જાણે સદાય;
દૈવ થાકે તો મનુષ્યના મુખની, શીખામણે શું થાય—ભા૦૫
પહોર ચઢે દિન પોઢીને ઉઠે, ચાંપે લડાઈનો ચાલ;
જો લડનાર બીજું ન જડે તો, પડતાજે પોતાનાં બાળ—ભા૦૬
સ્નેહ કરી કદી સ્વામી સાથે, બેશી ન કરે વાત,
ધૂમાડાની પેઠે ધુંધવાતી રહે, રોષ ભરી દિન રાત—ભા૦૭
જેને વીતી હોય તે નર જાણે, આણે બીજા અહંકાર,
ડહાપણ કેરો કોઈ દુનીઆમાં; ગર્વ ન કરશો લગાર—ભા૦૮

અહીં આવીને પણ તે શંખણી સખની ન રહી. એક દિવસ હું બજારમાં થઈ ફરવા જતો હતો એવામાં મેં તેને બારીએ ઉભેલી જોઈ. હુતો ભ્રાન્તીમાં પડયો કે આ નાકકટી રાંડ અહીં કયાંથી? મેં તેના સામું એ ફરીથી જોયું નહીં. થોડે દુર જાઊંછું એટલામાં તો તેજ રાંડ આવી, ને રડવા લાગી. એ વખતે મેં જાણ્યું કે વળી રાંડ ફાંસામાં નાંખવા આવી હશે તેથી મેં તેનો તિરસ્કાર કરીને કહ્યું કે અરે અવ[illegible] પુરૂષ સાથે સુખ માણનાર, પતિનું તેમજ પિતાનું નામ બોળનાર તથા કુળનેલજાવનાર

તું અહીં કયાંથી? શું તારે મને હવે છોડવો નથી? અરે! ઘોર કર્મકરનાર દુષ્ટ નિર્લજ સ્ત્રી તને તો હું અબળા શી રીતે કહું? ઉપર ઉપરથી ભાવ બતાવી, કાચી સમજણ બતાવી, તમારો આશક —કામઠંડો પાડવાને —રે બાળવાને તમારા લોભને અર્થે કેવાં ખરાબ કર્મો કરો છો?!! મારે તને અબળા કે સબળા કહેવી ? શું કહેવું તે સુઝતું નથી!!! દુષ્ટા! આખી દુનીઆમાં તારો ધિક્કાર થયો, ફજેતીના ફાળકા કર્યા. તને કાંઈજ લાગણી થતી નથી? બહેતર છે કે હવે તો ઝેર ખાઇને તારે મરી જવું જોઇએ.

ગીતિ.

ધૂળ પડી જનનીને, કુક્ષિ વીશે નવ રત્ન કદી પાકયું;
નૂર ગૂમાવી બેઠી, વંઝયા મેણું એથી સર્સ ચાખ્યું.

આટલું કહેતા કહેતામાં ખરેખર તેની આંખોમાં આંસુ આવી ગયાં. ને મને કહેવા લાગી કે દિયેરજી—અરે હું દિયેરજી કહેવાને યોગ્ય નથી તોપણ મને બહુ પસ્તાવો થાય છે—હાય ! હાય ! હું શું કરૂં. તમારા ગયા પછી તમારા ભાઇથી છાનીમાની સર્વ ઘરેણું ગાંઠું લઈ જેની સાથે નાશી આવી હતી તે પણ મારૂં સર્વ લઈ કરીને આજ દસ દિવસ થયાં સાંજરે આવીશ એમ કરીને જતો રહયો છે. કશોપ-તો લાગતો નથી.મેં રાંડે તેને તે ઘરેણું વેચવા આપ્યું. અરેરે ! મેં પાપણીએ એ શું કર્યું? દિયેરજી મને માફ કરજો. તમારા ભાઇને પણ મારી આ દશા લખજો; હું તો હવે એક બે દિવસ અહીં છું પછી તો—એટલું કહીને ચાલતી થઇ. ઘરમાં જતાં જતાં એટલું બોલી કે કાલ અહીં આવજો. તેથી બીજે દિવસે જઈને જોઉં છું તો કોઇ મળે નહીં; ખાલી શબ પડેલું હતું; તેથી મેં તેને અગ્ની દાહ દીધો. મારા ભાઇને પત્ર લખ્યો. ટપાલમાં નાંખી આમ આવું

છું એટલે મારો ઓળખીતો મળ્યો તેણે મારા ભાઈનો સર્વ હેવાલ કહ્યો કે તે તો જ્યારથી તે નાશી ગઈ છે ત્યારનો ગાંડા જેવો થયો છે, ને અહીં તહીં ભટકેછે. તમને તે ખોળે છે ને રાંડને ખોળી તેની માલ મીલકત લેવા અહીં તહીં ભટકેછે આથી હું ઘણો શોકમય થયો ને વિલાપ કરતો અહીંજ બેઠો છું. પછી શું થયું તે તો તમે જાણો છો. એમ કહી અતિશે રડવા લાગ્યો. ભગવાનલાલે તથા છોટાલાલે તેને ધીરજ આપી પોતાની સાથે લીધો ને બીજે દિવસે છોટાલાલના પિતાની આજ્ઞા લઇ તેને પોતાની દુકાનમાં ગુમાસ્તા તરીકે નોકર રાખ્યો. ભગવાનલાલ પણ બીજે દિવશે કરમાવતી ગયો. અહીં રાજાએ તેને ફોજદારની જગો આપી. ભગવાનલાલ આ તેની પેહેલી નોકરી વખતે ઘણો ખુશ થતો હોય તેમ માલમ પડયું. પોતે મતાળુ માયાળુ, ને ગમતા સ્વભાવનો હોવાથી દરેક માણુસ તેનો દોસ્તદાર થઇ જતું. તેના વખતમાં ચોરી ઘણીજ થોડી થાય છે, તે જોઈને રાજા ઘણો પ્રસન્ન રહેતો, અને તેને વારંવાર સારાં ઈનામ આપતો. ભગવાનલાલ પણ રાત્રે સિપાઈઓ બરોબર રોન ફરેછે, કે નહીં તે જોવાને જૂદા જૂદા વેશે બહાર નીકળતો. એક દિવસે તે સ્મશાન તરફ. ગયો. ત્યાં તેણે કોઈ સ્ત્રીનો વિલાપ સાંભળ્યો એ સાંભળી પોતે આશ્ચર્યસ્થિત થઇ ગયો. અને જે તરફ એ અવાજ આવતોહતો તે તરફ ચાલ્યો.



## પ્રકરણ ૯ મું

ભગવાનલાલ રાતે રોન ફરતો ફરતો દરવાજા બહાર ગયો. ત્યાં જઇ જોયું તો એક સ્ત્રી બળી મરવાને તૈયાર થઇ લાકડાનો મોટો ઢગલો કરી તે ઉપર બેસીને લાંબા રાગડાથી

વિલાપ કરતી હતી. તેની પાસે એક વાડકીમાં ઘી પડેલું હતું. આ સ્ત્રીનું સુંદર સ્વરૂપ જોઇને તે મનમાં જરા બીધો કે રખેને ભૂત કે ડાકણુતો નહીં હોય. પણ મનમાં વિચાર કરવા લાગ્યો કે સ્વર તો કોઇ દુખીઆરણ સ્ત્રીના જેવો છે. તે બોલતી હતી કે અરે પ્રભુ! હે પરમાત્મા હાય! હાય! અરે આતો શો ગજબ? શું મારો જન્મારો હવે પુરો થયો?—**ઘરની ઊઠી વનમાં ગઈ તો વનમાં લાગી લાય'** તેમ પીએરથી હું મારા પતિને મળવાને હર્ષભેર દોડતી આવી તો તેનું ફળ આવુંજ કે? હું શું શું ધારતી હતી? સસરાજી હવે આટલે ઘડપણે શું મોં બહાર બતાવત ? પણ ઈશ્વરેજ તેમને બોલાવી લીધા હોય તેમ લાગે છે. હાય હાય? મારો જન્મારો એળે ગયો. હવે મારે મરવા સિવાય બીજો એકે રસ્તો નથી. એમનું શું થયું હશે? એ હાલ કયાં હશે. એમ કહી નીચે પ્રમાણે બોલતી સાંભળવા ભગવાનલાલ જરા થોભ્યો.

વેણુ વગાડી—વેણુ વગાડી;વેણુ વગાડી વાલીડે વેણુ વગાડી;

કયાં હવે જાઉ કયાં હવે જાઊં; કયાં હવે જાઊ.

અરેરેરે કયાં હવે જાઉં, ખરે ખરૂં લઈ વિખ ખાઉંરે—અરેરે—
અરેરે શું થઇ ગયું આતે, જનમની હું દુખણી જાતે;
મનોરથ મનમાં કરી કરીને હું મુંઝાઉં— અરેરે—૨
નથી સુખ મળવાની આશા, નાંખું નિત્ય નિસાસા;
કયાં સુધી આ કષ્ટના કર્વતે રોજ કપાઉં—અરેરે. ૩
કેવી આપદા છે આ ટાણે, તેતો મારો જીવજ જાણે,
મહિ મને માગ આપેતો તે માંહી! સમાઉં—અરેરે— ૪

* * * * વેનચરિત્ર

આમ બોલતી બોલતી કેશ છુટા કરી ઘીમાં પલાળી દીવો
ક પોતાના વાળ સળગાવવાની તૈયારીમાં હતી. એટલામાં આપણો ભગવાનલાલ દોડતો તેની પાસે ગયો—ને હાં હાં કરી

ખુમ પાડી. ત્યાં જઈ બોલ્યો, હે શોભન અંગ વાળી દેખીતી સ્ત્રી તું કોણછે? ભુત છે, પલીત છે કે કોણ છે? ને અત્યારે આમ વિલાપ કરતી કેમ બેઠી છે તે જાણવા હું આંકક્ષા રાખુછું માટે સત્વર બોલ. પેલી સ્ત્રી ઇશ્વરની પ્રાર્થના કરતી હોય તેમ ઉંચે જોઇ બોલી 'હે પ્રભુ'! તારે ક્યાં સુધી મને આમ આ રીતે રીબવી છે શું મારા નશીબમાં દુઃખ ભોગવવાનું છે? એટલું બોલી મુર્છા ખાઇ પડી. થોડી વાર પછી જાગૃત અવસ્થામાં આવી ત્યારે ભગવાનલાલ બોલ્યો હે ધર્મની બેન, હું તને કંઈ પણ ઈજા કરનાર નથી. હું આ ગામનો ફોજદાર છું અને રાત્રે રોન ફરતો ફરતો અત્રે આવેલો છું. મને તારા બોલવા ઉપરથી તું દુઃખી હોઉ એમ લાગે છે. પણ હું તને કોઇ પણ રીતે દુઃખ દેનારજ નથી. હું તને બહેન તરીકે ગણીશ. પેલી સ્ત્રી બોલી હે ધર્મના ભાઇ, હું પણ તમારા જેવું મનુષ્ય પ્રાણી છું. પણ દુઃખે કરીને બળી મરવા અત્રે બેઠી છું. માટે મને હરકત ન કરો જલદીથી મને બળી મરવા દો.

ભગવાનલાલે કહ્યું કે હે સ્ત્રી હું તને બળી મરતાં હરકત કરનાર નથી પણ તું કોણ છું? ને ક્યાંથી આવેલી છે? આ ગામની છે કે પરગામની છે? વિગેરે તારી હકીકત જાણવાની મારી ઈચ્છા હોવાથી તને પૂછુંછું. તને જો હરકત ન હોય તો કહે. પછી તારે બળી મરવુ હોયતો બળી મરજે. હું તારૂં ભલું કરવામાં મારાથી બનતો પ્રયાસ કરીશ.

પેલી સ્ત્રી એ પછી પોતાની હકીકત નીચે પ્રમાણે કહી. હે મારા ધર્મના ભાઈ હું કહું છું તે સાંભળો.

હું ઉમરાવતી નગરીના ધનાઢ્ય નગરશેઠની છોકરી છું મારૂં નામ દીવાલી છે, મારા પિતાનું મારા ઉપર ઘણું

હેત હતું તેણે મારો વિવાહ કમળાવતી નગરીના એક તાલેવન ને કુલીન નગરશેઠ માણેકલાલના દીકરા વેરે કર્યો, આશરે બે ત્રણ વર્ષ પછી મારૂં લગ્ન કર્યું તે વખતે મારી ઉમર પાંચ છ વર્ષની હતી ને એમની ( મારા પ્રિય ભરથારની ) ઉમર આશરે અગીઆરેક વર્ષની હશે. લગ્ન પછી મને મારા મા બાપે નિશાળે મોકલી કારણ કે તે બંને ભણેલાં હતાં. હું જ્યારે બાર વર્ષની થઈ તારે હું સાતમી ચોપડી પુરી કરી રહી હતી અને મારા માત પિતાએ મને સ્ત્રી રત્નમાળા વિગેરે સ્ત્રીઉપયોગી ચોપડીઓ મને ઘેર વંચાવેલી હતી. બીજે વર્ષે મને મારા ભરથારને ત્યાં મોકલી. આ વખતે તેમની ઉમર ૧૫–૧૬ વર્ષની હશે. મારા ગયા પછી તેઓ મેટ્રીકયુશલેનમાં પાસ થયા તેથી વહુ સારા પગલાંની એમ માની મને સઘળાં માન આપતાં. મેટ્રીકમાં પાસ થયા પછી તેઓ પરદેશ ગયા ને B. A. L.L.B.( બી. એ- એલ. એલ. બી )થયા. જોકે તે વિદ્વાન તથા ઘણા ભણેલા હતા તોપણ **સોબત તેવી અસર** એ કહેવત પ્રમાણે તેઓ એમના દુરાચારી તથા દારૂડીઆ દોસ્તદારના જેવાજ તે પણ થયા, રે! આ વખતથી મારી દશાલોઢાને પાયે બેઠી એમ થયું.! રે હાય! શું કહું! એક દિવસ ખુબ દારૂ પીને ચકચુર બની હાથમાં બુટ લઇ મારી પાસે આવ્યા ને કહ્યું કે પ્યારી! હાઉ,આરયુ. આ બુટ લે, પહેરને ચાલ મારી સાથે ફરવા. મેં તેમને ના કહી કે એમ મારાથી થાય કે? એટલે એકદમ તેમનો મિજાજ ખસી ગયો ને મને લાકડીના પ્રહાર કરવા લાગ્યા. એટલામાં તેમનો દુષ્ટમિત્ર ( જેણે તેમને એ લત ઉપર ચઢાવ્યા હતા તે) આવ્યો. તેણે તેમના દેખતાં મારી લાજ લેવા યત્ન કર્યો. જેવો તે મારી પાસે આવ્યો તેવીજ હું પાછી નાઠી. પણ

તે દુષ્ટ મને છોડતો નથી એમ જોઇને મેં તેને ધક્કો મા-ર્યો. તેથી તે સામી ભીંતમાં જઈ અફળાયો એટલે મારા પ્રાણનાથે મને વધારે માર માર્યો. અને બન્ને બહાર ફરવા ગયા. મને તે વખતે સખ્ત વાગેલું હોવાથી હું ઘણી વખત ત્યાં પડી રહી, ઉઠયા પછી હું વિચાર કરવા લાગી કે મારાં માબાપે મારે સારૂ ફક્ત ભણેલોજ તાલેવંત ને કુલવંત વર જોયો. પણ તેના ગુણ, સ્વભાવ વિગેરે ન જોયાથી તેનું કેવું પરિણામ મારે ભોગવવું પડેછે!! પણ તેમને શેનો દોષ દેવો. **નંદના ફંદ ગોવિંદ જાણે** તેમ અંદરના ગુણ ઈશ્વરને માલમ. પણ લગ્ન વખતેજ કે ત્યાર પહેલાં જો મને ખબર પડી હોત તો કેવું સારૂં થાત! પણ હશે; થઇ ગયું તેનો પશ્ચાતાપ કેમ કરવો. એમ કરી હું ઇશ્વર પ્રાર્થના કરવા લાગી

## સિતાજીના મહિનાનો રાગ

પરમાત્મા પ્રભુજીઆજ, રૂડી બુધ્ધિ આપજે.
દઈ રૂડી એમને શીખ, દાસી દુઃખ ટાળજે;
નથી આશરો મુજને છેક, પ્રભુજી તારા વિના,
નથી સૂણવાને બીજા કર્ણ, પિતાજી હો તુજ વિના,
આડાઇનો ભાગ વિશેષ, નજર મા'રે ચઢે,
દારૂ વિના નહી બૂરી ચાલ, મનેરે માલમ પડે;
સાસુ સસરાનો પાછલો દિન, તેની બી'ક મુજને,
જો થાશે તેમનો કાળ, ખરી ભીડ મૂજને;
કુલીન પૈસાવાળાના પૂત્ર, અભણ અવિવેકી તો,
જુઠા વ્યસની અને અવિદ્વાન, ખરા નહીં ટેકી તો.

છેલ્લા શબ્દ બોલી નથી રહીએટલામાં તો આવી મને એકદમ લડવા લાગ્યા—અને કહ્યું કે “ જુઠા વ્યસની અને અવિદ્વાન, ખરા નહીં ટેકી તો ”—એ તેં કોને કહ્યું. બોલ ખરે ખરૂં. હા, હા, અમે તો જુઠા,

વ્યસની, અભણ, દારૂડીઆ છીએ. તારે હવે કશું કહેવું છે? તું તારી મેળે બીજાને જવું હોય તો જા. તને કોણે ના કહી છે, એમ કહી મને ખૂબ મારી ને વળી બોલ્યા કે મારા એક મિત્રે મને કહ્યું હતું કે.

ગીતિ.

સાભળ મિત્ર તું મારા , બુદ્ધિ આપું તુને ઘણી સારી;
વિશ્વાસ ન કર તું કદીએ, નૃપ. પરદેશી, અને ત્રીજી નારી,

પણ મેં મૂર્ખે તે ન માન્યું. ને તને હશી ફુલાવીને બોલાવી આ તેનાંજ ફળ કે! ચાલ રાંડ નીકળ અહીંથી. એમ કહી મને કાઢી મૂકી. હું હવે શું કરૂં ? આ વખતે રાત્રિનો સમય—અધુરામાં પુરી રાત્રિ અંધારી ઘોર. હું કોને ઘેર જાઉં તેની સુઝ ન પડે. મને કાઢી મુકી છે તે વાત તેમના મિત્ર લંપટદાસે જાણી. કયાંથી, કેવી રીતે જાણી તેની મને ખબર નથી. હું પાડોશીના ઓટલા ઉપર પાસુ વાળી સૂતી. મારી આંખ મળી નથી. એટલામાં મારે મોઢે ડુચો દઈ મને ઉંચકીને એક ઉજડ અને ભયંકર મેદાનમાં લઈ ગયા. અહીં જોઉં છું તો તેજ તેના ચાકરો સાથે ઉભેલો હોય તેમ જણાયું. ચાકરોના પેહેરવેશ ઉપરથી મને તે કોઇ દરબારી માણસો હોય તેમ લાગ્યું. પણ લંપટદાસનો પેહેરવેશ તો જે પેહેરીને મારે ઘેર આવતો તેજ હતો. અહીં આવી મને કહ્યુ. કે આમાં બેસ. અંધારાને લીધે તે શેમાં બેસવાને કહેછે તેની મને ખબર ન પડી. પણ એટલું તો ખરૂં કે ગાડી કે ગાડું નહોતું પણ કાંઈ પાલખી જેવું હતું. હું તો મારી મેળે ત્યાં ઉભી રહી, બીજી વખતે તેણે મને કહ્યું બેસે છે કે નહીં. પણ મેં નગણાકાર્યું. ત્રીજી વખત બેસવાનું કહેતાંવાંતજ ગેરબંધના માર એવા તો પડયા કે

હું બેશુદ્ધ થઈ ગઈ. મને તેમાં નાંખી આગળ લઈ ચાલ્યા. પછી શું થયું ? કયાં ગયા ? તે મને ખબર નથી. પણ સવારે વહાણું વાતાં જોઉછું તો હું એક મેહેલમાં છું એવું લાગ્યું. આ વખતે હું સ્વપ્નમાં છું કે ખરે ખર જાગૃતિમાં છું એનો વિચાર કરવા લાગી. એટલામાં તો તે દૂષ્ટ એક રાજાના જેવો વેશ કરી મારી પાસે આવ્યો અને બોલ્યો—રે સુન્નદિવાલી, અરે મારા જીવ કરતાં વહાલી, મારા હૈયાના હાર, તું કેમ બોલતી નથી. મેં તારેજ સારૂ તારા પતિથી તારો વિયોગ કર્યો ને તને કરાવ્યો. તારેજ લીધે મેં તેને દારૂની લત પાડી તથા તારેજ લીધે મેં મારૂં રાજ્ય ખેદાન મેદાન થવા દીધું. મેં ફકત મારા સિપાઈના કહેવા ઉપરથીજ હું તારા ઉપર મોહિત થયો હતો. પણ તેનું કહેવું ખરેખર સાચું પડયું હતું. મારો વિચાર છે કે તારૂં કંઈ હીત કરવું. હું તને મારી પટરાણી કરવા ઈચ્છું છું. લક્ષ્મી તારી લુંડી થઈ રહેશે. ને તને એવું તો સુખ આપીશ કે તેં કદી જોયું ન હોય તું મને હવે મારો મનોરથ પુરો કરવા રજા આપ. રાજી ખુશીથી જો હા પાડીશ તો ઠીક છે. નહીં તો અંતે તારૂ કંઈ ચાલવાનું નથી. "મેં તેને તે વખત કહયું કે એ વાત તો કદી બનનારજ નથી. તમે મારા ધણીના મિત્ર તે તેમના ભાઈ તથા મારા પણ ( દિયેર ) ભાઈ થાઓછો. રાજા રૂપે તમે મારા પિતા જેવા છો. તો તમારે મારૂં રક્ષણ કરવું જોઈએ. છતાં તમારે આવું—આટલામાં તે દુષ્ટ વચમાં બોલી ઉઠયો કે "બસ, બસ, જાણ્યું તારૂં ડહાપણ, વધારે કહેવાથી કંઈ લહાણ નીકળનાર નથી. હું કહું છું કે તું હવે મારી થા. ને મારી કામના સિદ્ધ કર" એમ કહી તે જ્યાં હું ઉભી હતી ત્યાં આવી

મારા ગળા ઉપર હાથ મુકવા જાય છે તેવોજ મેં ત્યાંથી દૂર ખશી જઇ કહયું કે હે દુષ્ટ! યાદ રાખ કે તારાં કરેલાં સારા નરશા કૃત્યનો બદલો આ દૂનિઆમાં મળશેજ. પાપી માણુસને વહેલી મોડી શિક્ષા થયા વિના રહેતી નથી. તેમ આપણામાં કહેવત છે કે **જેવી કરણી તેવી પાર. ઊત રણી,કરેગાસો પાવેગા—વાવશે તેવું લણશે** What: ever a man soweth that shall he also reaps. એ સઘળું યાદ રાખ. આટલું કહ્યા છતાં તે જ્યારે મારી પાસે આવ્યો ત્યારે મેં હડસેલો મારીને કહયું કે, મૂર્ખ, હું તને દમયંતીની માફક શ્રાપ દઈશ. કારણ કે કામાંધી પુરૂષ પ્રતિવૃતા સ્ત્રીની સાથે બળાત્કારે જ્યારે જારકર્મ કરવાનું કરે છે ત્યારે તે સ્ત્રી જે ભારે શ્રાપ દેછે તે જરૂર તેને લાગેછેજ એવું શ્રુતિમાં પણ કહ્યું છે. અને વળી શાસ્ત્રમાં પણ કહ્યુ છે કે—

**रदाराःरताकष्टंनर्का न्यातदारुणां** મતલબ કે પારકી સ્ત્રી સાથે યારી કરનાર ઘણા ભારે કષ્ટ ભોગવી આખરે દારૂણ નર્કમાં પડે છે. વળી કેમ ભૂલી જાય છે કે પૂર્વે સીતાના હરણે કરીનેજ રાવણનું નખોદ વાળ્યું, તારાના અભિલાષથીજ વાલીનો જીવ ગયોને દ્રૌપદી મેળવવાની આશાથીજ કીચકનું સત્યાનાશ વળ્યું. માટે પારકી સ્ત્રીની ઈચ્છા પણ કરવી નહીં. આથી એ જરા ડગ્યો હોય તેમ માલમ પડયું. તે પાછો પાસેના ઓરડામાં ગયો. ત્યાં જઈ કંઈ બડબડતો હોય તેમ મને માલમ પડયું. તેના ઓરડાની ને મારી વચ્ચે ફક્ત એકજ નાની દિવાલ હતી એટલે ત્યાંથી ( ભીંત પાસેથી ) સંભળાશે એમ ધારી હું તે તરફ ગઈ. ને ત્યાં સાંભળવા લાગી તો તે આ પ્રમાણે બોલતો હતો;

"નહીં, બસ. હું તેનું કહ્યું કંઈ ગણુગારનારજ નથી. ભાઈ બાપાથી મારૂં કહ્યું નહીં માન્યુંકની જરૂર આવતી કાલે કાંતો તેને મારી અભિલાષા પૂરી પાડવાને હા કહેવરાવીશ કે કાંતો **લાકડાના દેવને ખાસડાની.પુજા, છાણાના દેવને કપાસીઆની આંખો** એ કહેવત પ્રમાણે આજ તરવારથી પુરી કરીશ.–નહીં, નહીં તેને રીબાવી રીબાવીને મારીશ" તે વખતે હું મારા મનમાં કહેવા લાગી કે મરવાને તો હું તૈયારજ છું. પણ ખરૂં પૂછાવો તો મારા તો હાંજાજ નરમ થઈ ગયા હતા. હું વિચારમાં ને વિચારમાં બારી પાસે આવી ઉભી, ને એ દૂષ્ટ નીચે ઉતરી ગાડીમાં બેસી મારી બારી સામું જોઇ મારા તરફ ક્રોધમય ડોળા ધુરકાવતો ધુરકાવતો ચાલ્યો. આ વખતેજ મને માલમ પડ્યું કે એ તો અહીંનો ઠાકોર છે. તેથી તેનું જોર વધારે. જે તે કરે તે થાય તેમાં શી નવાઈ. પણ એટલામાં ભાગ જોગે—સારે નશીબે by chance ઉઘાડા બારણા તરફ મારી નજર ગઈ. અને બારણું ઉઘાડું રહી ગયું છે એવું જોઇ અને ખૂબ આનંદ થયો. અને તેજ બારણે થઈ હું નીકળી બહાર નાશી ગઈ. આ વખતે સાંજ પડવા આવી હતી. સંધ્યાકાળનો સમય વિત્યા પછી હું જ્યાં ભરાઈ રહી હતી ત્યાંથી ચાલ પકડી આગળ ગઈ. એક ગાઉ ગઈ એટલામાં થાકી ગઇ. તેથી ત્યાંજ એક ઝાડ નિચે સુઇ રહેવાનો વિચાર કર્યો. પણ હીંસા કરનાર પ્રાણીઓની બીકથી ઝાડે ચઢી બેશી રહેવાનો નિશ્ચય કરી એક નીચા ઝાડ પાશે ગઇ.ને તે પર ચઢવા લાગી. કદી ઝાડ ઉપર ચઢેલી ન હોવાથી ચઢતાંજ હું ખસી પડી. તેથી બીજા ઝાડ આગળ જઈ ચઢવાનો લાગ જોયો પણ તે ઉપરે ચઢાય તેમ ન હોવાથી ત્રીજા ચોથા એમ દરેક ઝાડ પાશેજઇ આવી છેવટે જે ઝાડે ચઢતાં

હું લપશીપડી હતી તેજ ઝાડે ચઢી બનેલા બનાવ વિશે વિચાર કરતી આખી રાત બેસી રહી. સવાર પડતાં ત્યાંથી ઉતરી ચાલવા માડયું. આગળ જતાં એક ખેડુત ગાડું હાંકી જતો માલમ પડયો તેને ઘણાં કાલાવાલા કરી અને જે મારી પાસે ઘરેણું હતું તે બધુંએ આપી દઈ તેમાં બેઠી. તેની વાતચીત ઉપરથી તે બિચારો પણ દુખીઆરો માલમ પડયો. આમને આમ વાતો કરતાં કરતાં અમે દશ ગાઊ ગયા પછી તેણે ગાડું છોડયું, તેથી મારે પણ ત્યાં બેસવું પડયું. તેણે મારે સારૂં ત્યાંથી કેટલાંક ફળ ફળાદિ આણી આપ્યાં. અમે નમતે પહોરે આગળ ચાલ્યા અને સંધ્યાકાળે એક જીર્ણ ગામ આગળ આવ્યાં. આ ગામ ન નામનું હતું. ભોગ જોગે આ ગામ મારા એક ઓળખીતાનું તેમજ સગાનું નીકળ્યું. અહીં આવી હું ગામને પાદરે ઉતરી નથી એટલામાં તો પેલો સગો મને ત્યાંજ મળ્યો. જોઇતું હતું તે વૈદે કહ્યું તેમ પેલો મારો ઓળખીતો મને જોઈને દોડતો મારી પાસે આવ્યોને બોલ્યો "દિવાળી, દિવાળી તું અહીં કયાંથી. તું કયાં ગઇ હતી? તારી તો શોધાશોધ થઈ રહી હતી. તને ખોળવાને તારા સસરાએ ઘણાંએ માણસ મોકલ્યાં હતાં. જ્યારે તે સર્વે પાછાં આવ્યાં ત્યારે તારા સસરા અતિ કષ્ટ પામી દુ:ખ ભોગવી મરી ગયા. ચાલ તું મારે ઘેર." આ સાંભળીનેજ હું તો સ્તબ્ધ ઉભી રહી, તેમાં મારા સસરાનું મૃત્યુ સાંભળી ઘણી દિલગીર થઈ. મેં તેને કહ્યું કે ભાઈ, હું તો મારે પીએર જઇશ પણ પેલાએ મને ના કહી કે આજને આજ જવાય નહીં. તું અહીં બે દહાડા રહે. હું તારા પિતાને તારી ખબર કહેવડાવું છું. એમ કહી તેણે મારા દેખતાં એક માણસને બોલાવ્યો, પણ મેં તેને કહ્યું કે ભાઇ એટલી બધી શી ઉતાવળ છે.

પછી અમે ઘેર ગયાં. ઘેર જઈ જમ્યા પછી હું તેને મારો હેવાલ કેહેવા લાગી, એટલે તે બોલ્યો, "તારો ધણી પણ આજ બે મહિના થયાં તારી શોધમાં ગયો છે. બે ચાર દિવસ પર અહીં આવ્યો હતો. ક્યાં ગયો તેની મને ખબર નથી." એમ કહી તે કામ પ્રસંગે બહાર ગયો અને તેની વહુ પણ ઘરમાં કામકાજ કરવા લાગી, ત્યારે હું પણ મારા પોતાના કામમાં—શોક કરવાના—ગુંથાઈને છેવટે નીચે પ્રમાણે બોલી.

### ઓધવજીના મહિનાનો રાગ.

"પિતાજી નો'તું ઘટીત જાવું એકલું,
અમને સોંપ્યાં કહોની કેને હાથજો;
કોનો ઓથો લેશો હો મુજ તાતજી,
અમો અબળા કેરો શો આધારજો. પિતાજી૦—
ચાલ્યા મારી કારી હૃદયે ઘાવજો,
ચાલ્યા હમને નાંખી નિરાધારજો;
હવે શું રે કરૂં ને કોને કહું,
કોઇ નહીં વારે આવે આજ જો. પિતાજી૦—

આ પ્રમાણે બોલી હું સુઈ ગઈ. પણ ઉંઘ કોને આવે. ઉંઘ મારી વેરણ થઇ પડી. જેમ જેમ રાત્રિ ગઇ તેમ તેમ જુદા જુદા તર્ક વિતર્ક થયાં કરે. સવાર થઇ ત્યારે હું અહીં આવી છું એવું મારી એક સહીપણીને ખબર થઈ તેથી તે દોડતી મારી પાસે મને મળવા આવી. અને કેમ બેન સારી છું કની—તું ક્યાં ગઇ હતી? અત્યાર સુધી ક્યાં હતી? એમ પૂછવા લાગી. આ વખતે મારાથી ધીરજ રાખી શકાઈ નહીં. કેમ કે પુરૂષને જેમ મિત્ર હોય છે તેમ અમારે (સ્ત્રીઓને] સહીપણી—બેનપણી હોય છે. જેમ મિત્ર સગા ભાઇથી વિષેશ તેમ અમારે સહીપણી બેન પણ વિશેષ હોય છે. જેમ પુરૂષો પોતાના ખરા મિત્ર

આગળ કશું છુપાવતાં નથી. તેમ અમે પણ કશું છુપાવતાં નથી. મિત્ર એટલે શું? મિત્રથી શા શા ફાયદા થાય છે ને ન હોવાથી શું નુંકશાન છે. મિત્ર કોને અને કેવો રાખવો એ સર્વે અત્રે જાણવાની જરૂર છે. મિત્ર ચાર જાતના છે. (૧] તાળીઆ, [૨] ગાળીઆ, (૩) ચપાટીઆ, ને (૪) ખરેખરા. ઉપરના ત્રણ જાતના કંઈ મિત્ર કહેવાય નહીં, પણ ચોથા ખરેખરા મિત્ર કોને કેહેવા તે વિશેઃ—

**उत्स्वे व्यसने चैव दुर्भीक्षे शत्रु विग्रहे ।**
**राजद्वारे श्मशानेच उतातिष्टातिसः बान्धवः ॥**

**ભાવાર્થ**

ઉત્સવ દુઃખ દૂકાળમાં, રાજદ્વાર મશાણ;
એ સર્વમાં ન તજે, બાંધવ તેને જાણ.

આપણી સુખ દુઃખની વાત ન સાંભળનાર હોવાથી ઉદાશી પ્રાપ્ત થાય છે. અને ઉદાશી દુર કરવાનું સાધન રૂપ મિત્ર છે. જ્યાં સુધી આપણા ઉપર સંકટ આવી પડ્યું નથી, અને આપણી સ્થીતિ સારી છે ત્યાં સુધી બધાય મિત્ર થઈ આપણી આગળ આવશે. પણ જ્યારે માથે આફત આવી પડે ત્યારે જે આપણી સાથે ઉભો રહે—સલાહકાર રૂપે નહીં પણ આપણી સાથે તેમાં ભાગ લે—તેજ મિત્ર જાણવો. કેમકે બીજા જે ઉપર ચોપટીઆ મિત્ર દાવો કરે છે તે એવે વખતે મોં પણ બતાવતા નથી. એને સારૂ ઈંગરેજીમાં સેક્ષપીઅર કહે છે કે.

Every one that flatters thee
Is no friend in misery
Words are easy like the wind
Faithful friend are hard to find.

Every one will be thy friend —
While thou hast wherewith to spend,

*  *  *  *  *

These are certain signs to know
Faithful friend from flattering foe

વળી:—

"રાજ મળે પૈસા મળે, મળે યુદ્ધમાં વીર;
ભાગ્ય વિના કદિ નહીં મલે, સુમિત્ર જે ગંભીર.
દુરજન કેરી સાથમાં, સજ્જન કીજે નસાર
ચંદન ઝેરી થાયના, વ્યાળ યુથમાં યાર.
સમિર વાસ ભોજન મલે, ભાગ્ય મે સહુ સ્હેલ;
(પણ) મિત્ર રત્ન સંસારમાં, મળવુ છે મુશ્કેલ.

—કુસુમચંદ્ર—

વળી મિત્ર કરતા પહેલાં ખુબ વિચાર કરવો કે પછીથી પસ્તાવું ન પડે. સુમિત્ર વિના આ દુનીઆ ઉજડ લાગે છે. દુઃખમાં ભાગ લેનારો મિત્ર ન હોયતો તેમાં ઉલટો વધારો થાય છે. દુઃખ એક બીજાને કહેવાથી ઓછું થાય છે. તેનો ઘણા ખરાને અનુભવ તો હશેજ. તેમ મેં તેને અથથી તે ઈતિ સુધી સઘળી વાત કહી સંભળાવી. કે બેન સાસરૂં સ્વર્ગથી પણ અધિક હતું. સાસુ સસરાના અત્યંત પ્યારને લીધે પીએર ભુલી જઈ તને એક પણ પત્ર ન લખાયો માટે માફ માગું છું. બેન ચાકર નફરો મારૂં અર્ધે શુકને કામ કરતા. સાસુ સસરા જેવાં વિદ્વાન તથા એક નિષ્ટા વાળાં હતાં તેવાજ તેમના ચાકરો પણ હતા. મને ખાતરી છે કે મારા જેવાં સાસુ સસરા કોઈને હજુ સુધી મળ્યા નહીં હોય ને મળશે પણ નહીં. તેમની હું શી તારીફ કરૂં. પણ તેમના પુત્ર હીરામાં કથીરના જેવા હતા. જો કે તે B.A. L.L.B. થયા હતા; ખુબ વિદ્વાન

કહેવાતા. પણ બળ્યું એ ભણતર–બળ્યું એ ભણેલું–ધુળ પડી એ વિદ્વાન કહેવાવામાં. બેન શું કહું ! એતો દુરાચારી ને વ્યસની દોસ્તદારની સોબતે તેવાજ નીકળ્યા. એમ કહી મેં મારા ઉપર વિતેલી સઘળી વાત કહી સંભળાવી. મારા ઉપર પડેલાં દુઃખ સાંભળી તે ઘણી દીલગીર થઈ. પણ તે શું કરે ? તેમાં તેનો શો ઉપાય ? તેણે તો કહ્યું "બેન આપણે આપણાથી બનતા ઉપાયો યોજવા તત્પર રહીશું. અને

## ગજલ.

"દીવાળી મારી બેનડી, વા'લી પ્રાણ સમાન;"
"વિત્યું તે વદયું મુજ આગળે, થાવા મુજને જાણ;"
"ઉપાય યોજીશું ચાલતા, જેથી સુખ તુજ થાય;"
"દેવ દયાળુ છે ખરે, રાખીશ નહીં ચિન્તાય;"
"સુખ દુઃખ છે જોડલું, વારા ફરતી હોય;"
"ડરીશ કંઈ નહીં બેનડી, હરનીશ એક ન હોય;"
"શાન્ત ગુણી વિદ્વાન તું, સકળ ગુણી મુજ બેન;"
"તુજ દુઃખ જોઈ હું બળું, વળતું નથી કંઈ ચેન;"

આટલું કહી તે મને પોતાને ત્યાં તેડી જવાને આગ્રહ કરવા લાગી. પેહેલાં મેં તેને કહ્યું, બેન હું તો કાલ સવારે મારે પીએર જવાની છું. તારે જો કંઈ તારા માત પિતાને કહેવું હોય તો કે કંઇ મોકલવું હોય તો કાલે આવજે. તેમ કહી ઉપલી વાત ઉડાવી તેને પોતાને ઘેર મોકલી. બીજે દિવસે કઇ અણધાર્યું કામ આવી પડયું હશે એટલે તે મને મળી શકી નહીં. તેથી તે દિવસે મને પણ ત્યાં ન ગમવાથી હું આવું છું કહી ચાલી નીકળી અને અહીં આવી બેઠી છું. ને બળી મરવાનો વિચાર કરી તૈયારી કરતી હતી. એટલામાંજ તમે આવ્યા. મારે હવે કશું કહેવાતું નથી. મને હવે બળી મરવા દો. એમ કહી

કરગરવા લાગી. દીવો સળગાવી જેવો માથાના વાળ આ-ગળ લઈ જાય છે એટલામાં ભગવાનલાલ જે આ સઘળું સાંભળી ઘણો પીગળી ગયો હતો ને જે ત્યારનો આંસુ પાડયા કરતો હતો તેણે ધીમે પણ ગદગદીત કંઠે કહ્યું, મા-રી ધર્મની બેન, મારી સાથે તમે આવશો ? હું પણ તમારા જેવો દુખીઆરો છું. તમારા ધણીની આપણે બંને શોધ કરીશું. તેમની ભાળ જડે ત્યાં સુધી મારે ત્યાં રહો. નહીંતો છ માસ પછી નીરાંતે બળી મરજો. પેલી સ્ત્રીએ આનાકાની સાથે ચાલવું શરૂ કર્યું.



## પ્રકરણ ૧૦ મું.

આજે આપણા ભગવાનલાલને ઘર છોડે બે વરસ વીતી ગયાં છે. સમરતનો તેમ પ્રિય ગોપાળનો પ્યાર હજુ પણ નજર આગળ ખડો થઇ રમ્યાં કરે છે. દુઃખી દીવાળીના મેળાપ પછી ભગવાનલાલનો ભાગ્યોદય થતો હોય તેમ માલમ પડયું. કેમકે તેના આવ્યા પછી ભગવાવલાલનું રાજ દરબારમાં ઘણું ચલણ થયું. તેમજ માન મરતબો પણ સારો પડયો. એની ચાલાકી અને હુશીઆરીની વાત કૌસંબી નગરીના રાજાને કાને પડવાથી તેણે પોતાના દર-બારમાં ન્યાયાધીશની જગોએ આવવાને માટે લખ્યું હતું. ભગવાનલાલ જો કે થોડું ભણ્યો હતો તોપણ તેને ઘણી જગાએ સારૂં માન મળતું, અને સારા સ્વભાવને લીધે રા-જાનો તથા પ્રજાનો પ્રિય થતો. નગરી છોડતી વખતે સૌ માણસ તેને ભાગોળ લગી વળાવવા આવ્યાં હતાં. રાજા પોતે પણ ત્યાં આવ્યો હતો. અને છેવટે આવજો આવજો ના શબ્દ તથા તેના પ્રતિ ઉત્તરના વારૂ, વારૂના શબ્દ સહીત ભગવાનલાલ તથા દીવાળી બંને ગાડીમાં બેઠાં.

આજે ભગવાનલાલને એક નવા વિચીત્ર મુસાફર સાથે ઓળખાણ થયું. આ મુસાફર ઉંચો, પાતળો અને ૩૨—૩૫

વરસની વયનો, શામળા ચહેરાવાળો હતો. તેના ડાબાહાથમાં ગડાકુથી ભરેલો હુકો હતો અને જમણે ખભે ખરાબ, ફાટેલા, લુંગડામાં વીંટેલી સારંગી ગાડીમાં મુકેલી પણ લટકાવેલી હતી. કેડે નાનું પોણા ગજી પોતીઉં બાંધેલું ને હાથમાં નાની બચકી લઈ તેની સાથે લાકડી ટેકવી બેઠો હતો. આના વિચિત્ર પેહેરવેશે ને હુકાનું ગુડ ગુડ બોલવે ભગવાનલાલનું ચિત પ્રેર્યું. આથી ભગવાનલાલ તેની સાથે વાતચિતમાં પડ્યા.

**ભગવાન**—તમે ક્યાંથી આવોછો ને કોણછો?

**છોટુ**—(જે આ નવા મુસાફરનું નામ હતું તે)—હું ગાંમમાંથી આવછ.

**ભગવાન**—તમે કોણછો?

**છોટુ**—હું માણુસ સું ચાંઈ જાનવર તો નથી? તમે એમ ચેમ પુછોસો મારા ભયા[1]?

**ભગવાન**—હુંતો એમ પૂછુછું કે તમે શી ન્યાતેછો?

**છોટુ**—હું તરગાળો સું.

**ભગવાન**—તમે કયે ગામથી આવોછો?

**છોટુ**—ઉમરવતીથી.[2]

**ભગવાન**—તમે ક્યાં જાઓછો?

**છોટુ**-કોછંબીએ.[3]

**ભગવાન**—ત્યાં શું કરવા જાઓછો?

**છોટુ**—હુંતો પૈસા કમાવા જાછ. (એમ કહી પોતાની હકીકત કહેવા લાગ્યો.

- અમે તણ ભઈઓ સીએ. મારા મોટા ભઈનું નામ પુનેમો ને નાનાનું નામ જમનો સે. એ બે કાંમ ધંધો કરતા નથી. હું કમાઉછું ને તે બેઠા બેઠા ખાય સે. એ પૈસા ખુટયા એટલે અહી તહીં તેને સારૂ આથડુંસું. મળશે તો ઠીક નહી તો રામ તારૂં નામ.

---

૧ ભાઈ. ૨ ઉમરાવતી. ૩ કૌસંબી નગરી.

આવું સાંભળી ભગવાનલાલને બહુ હસવું આવ્યું. તેથી તેણે પુછ્યું. "તમે શી રીતે કમાશો ? છોટુએ તેના જવાબમાં પોતાની નાની સારંગી બાહાર કાઢી બતાવી અને પછી વગાડવા લાગ્યો. અને વગાડતાં વગાડતાં ઘડીકમાં તેનું માથું હલાવે, ઘડીકમાં આંખોના મચકારા કરે ને વખતે પોતે આખું શરીર હલાવી નાંખતો. આ જોઇને ભગવાનલાલને હસવું આવ્યું. અનેતેને પૂછ્યું કે તમે આમ કેમ કરોછો? તેના જવાબમાં છોટુએ કહ્યું કે લ્યો તારે એનો તો એમજ સુર નીકળે, એટલું એ જાણુતા નથી. એમ કહી નીચે પ્રમાણે ગાવા લાગ્યો.

(જગમાં જણાય નામ, નામ જેવાં તેવાં કામ)
કમળાક્ષીના હુકમથી, જાઉછું હું જંગલમાંહી, [૨]
લાવીશ હું ગુલાબ ફુલ, જેનું જડે નહી મૂલ, [૨]
માનવું કરો કબુલ, બોલશું સત્ય બોલ. [૨]

ગાતાં પણ તેના ચાળા જોઈને ભગવાનલાલથી હસ્યા, વિના રહેવાયું નહી. આથી છોટુનો મીજાજ ગયો અને ગાવાનું ને વગાડવું બંધ કર્યું ને બોલ્યો "**ખાખરની ખીલોડી સાકરનો સ્વાદ શું જાણે?**" તમે શું હમજો સો એમ કહી પોતાની બડાઇ હાંકવા લાગ્યો. ભગવાનલાલેએ [બડાઇઓ] બંધ રખાવવા સારૂ પુછ્યું કે "તમે પરણ્યાછો"?

**છોટુ**—ના શાભ !

**ભગવાન**—તમે કૌસંબી નગરી જાઓછો?

**છોટુ**—હા. ચમ તમારે શું કામ સે.

**ભગવાન**—ત્યાં કોને ઘેર જશો.

**છોટુ**—અત્યારે જઈને ચાંઇક હુઇ રહીશું ને હવારેતો શેઠીઆ બેઠીઆને ઘેરે ધાઈશું ! મને ગોવીદલાલ ફોજદાર સાહબે દશ વરસ પહેલાં બે પાંચડાનો પગાર આપવાને કહ્યું

હતું ત્યાર પછી તો હું કેટલું બધું હીખ્યો સું. તો મને એ દહકાનો પગાર નહીં આપે ? તેમાં દહ વાપરીહું ને બાચીના ઘેર મોકલીહું. ને પછી પૈણુવા જેટલા રૂપિયા એકઠા થહે તો પૈણીશું.

કેમ ખરૂકની મારા ભયા, ચેમ નથી બોલતા (હસવા લાગ્યો) છોટુનો હસમુખો ચેહેરો જોઇને ભગવાને મનમાં વિચાર્યું કે મૂર્ખ હમેશાં આનંદી હોય છે એ વાત ખરી છે. મારીને તેની સ્થિતીમાં જો કે હાલમાં તો ઘણો ફેરછે છતાં મને ઘણી જાતની ચિંતા છે.

નહીં ચિંતા નઘરોળને, ચાતુર ચિંતા હોય.
દિન દિન થાયે દુબળો, કળી શકે નહીં કોય.

તેમજ વળી કહ્યું છે કેઃ—

ચાતક ચકવા ચતુરનર, પ્રતિ દીન ફરે ઉદાસ.
ખર ઘુવડને મુરખ નર, સુખે સુવે નિજ વાસ.

તેમ હું તો સુકાતો જાઊંછુંને આ મુર્ખ ઉલટો જાડોજ થયેલો માલમ પડે છે. કર્મને કાંઈ શરમ છે ? તે જે કરે તેમ કરવું પડે. મોટા મોટા નળ ને રામચંદ્ર સરખાને પણ વનવાસ ભોગવવો પડયો અને રાવણ પણ અત્યંત દુઃખી થઈ પીડાયો તે શેને લીધે ? કર્મનેજ લીધે. તો હું તે શી ગણત્રીમાં. વળી કહ્યું છે કેઃ-

**तादशी जायते बुद्धि, र्व्य वसायो पितादश.**
**सहा यास्ता दशाए, वया दशमि वीतव्यता.**

અર્થઃ—જેવો બનવા કાળ હોય તે પ્રમાણે બધાં સાધનો બની આવે છે. નિશ્ચય પણ તેવોજ સૂઝેછે. અને તે વખતે અક્કલપણ તેવીજ સૂઝેછે. પણ રે પ્રભુ! મારી પ્રિયાનું ને મારા ગોપાલની શી વલે હશે. કાંઈ કાગળ પત્ર તો મળેજ નહીં. મારા બધા કાગળ શું ત્યાં પહોંચતાં નહીં હોય. વળી વિચાર થયો ઠાલી ચિંતા કરવાનું શું ફળ ? હે જીવ—

માટે—હવે તું ધરપદ રાખ, હવે તારૂં કંઈક સારૂં થશે.
કારણ કે—

ચિંતાથી ચતુરાઇ ઘટે, ઘટે રૂપ ગુણ ગ્નાન.
ચિંતા બડી અભાગણી, ચિંતા ચિતા સમાન.
અન્ન પાણી ઈચ્છે નહીં, સૂખ નિંદ્રા નવ થાય.
એકે વાત સુજે નહીં, ચિંત્ત લાગી ચિંતાય.

વળી શેક્સપીયરે કહ્યું છે કે:—

Though fortune's maliceover throws mystate;
My mind exceeds the compass of her wheel.

દુહો.

દૈવ *ફેરો કરે, મારી દશા વિપરીત;
પણ તે ચક્રની સીમથી, છે દુર મારૂ ચિત્ત.

વળી:—

**છપય.**

કોઇ દિન અમૃત આહાર, કોઈ દિન લુખી ભાજી
કોઇ દિન પળવું પાય, કોઇ દિન ચડવા વાજી
કોઈ દિન સુંદર સેજ, કોઇ દિન ભૂપર પડવું
કોઈ દિન વિવા હોય, કોઈ દિન દુઃખથી રડવું
કોઇ દિન રળવું રીઝથી, કોઈ દિન ખોવા દામને
સબળ હિંમત નવ હારીયે, સંભારીયે શ્રી રામને

આ પ્રમાણે તેણે પોતાનું મન વાળી—ફરીને રખેને તે તેમાં પરોવાય તેની કાલજી રાખી—ફરીથી છોટુની વાતચિત સાંભળવા લાગ્યો.

**ભગવાન**—તમે કોઇ દિન એકલા કૌસંબી ગયાછો?

**છોટુ**—ના શાભ.

**ભગવાન**—ત્યારે એકલા કેમ કરી જશો?

**છોટુ**—તમારા જેવાના હાથેસતો? પૂછતાં પૂછતાં હૌ જડે.

---

* નશીબની બદ નજર.

**ભગવાન**—ઠીક ત્યારે, હું પણ ત્યાં જઉં છું. કેમ આપણી સાથે રહેશો.

**છોટુ**—હાવે એમ ન રેઉં.

આમ વાતોમાં વાતોમાં કૈસરબી આવી. બંને જણા ગાડીમાંથી ઉતરી બહાર આવ્યા. ભગવાનલાલનેતો રાજા તરફથી તેડવા આવ્યું હતું. પણ આપણા છોટુભાઈને તો કોણ તેડવા આવે? ભગવાનલાલે તેમને પોતાની સાથે આવવાનું કહ્યું, પણ ભાઈએ માન્યુ નહીં. અને " કમલાક્ષીના હુકમથી જાઉં હું જંગલ માંઈ"એ ગાતા ગાતા ચાલ્યા અને એક વીશીમાં જઈ ઉતર્યા. ભગવાનલાલ રાજાને મળ્યાપછી પોતાને ઉતારે ગયા.

બીજે દિવસે છોટુ ભગવાનલાલને ત્યાં ગયો. અહીં ભગવાનલાલે બેચાર જે તેનીપાસે બેઠા હતા તેમની પાસેથી પાવલુ બે આના એમ કરી રૂપિયા બેએકની મતા કરી આપી. હમેંશ મુજબ છોટુ એક દિવસ નહીં આવ્યો અને ભગવાનલાલને પણ ઘરમાં ગમ્યું નહીં તેથી પોતે ફરવા ગયા. નદી કિનારે ચાલતાં ચાલતાં—ઠંડા પાણીની લહેરો જોતા જોતા—મંદમંદ પવન ખાતા ખાતા. આગળ ચાલ્યા. એમને એમ આશરે એક ગાઉએક નીકળી ગયા સંધ્યા કાળનો સમય થવા આવ્યો હતો, તે વખત પાસેની ઝાડીમાંથી કોઈ દુઃખીયારા માણસનો સાદ સંભળાતો હતો. ભગવાનલાલ આ જોઈ પહેલાંતો ચમકયા પણ પછીથી ધીરજ રાખીને તે તરફ ગયા.

---

## પ્રકરણ ૧૧ મું.

અરે મારી સ્થિતિ પહેલાં કેવા પ્રકારની હતી ને હવે કેવા પ્રકારની થઈ ગઈ છે. **સુખે સોની ને દુઃખે રામ સાંભરે** એ કંઈ ખોટું નથી. **ચડતી પડતી** સર્વને

હોય છે. **વેળા વેળાની છાંયડી તે**। આનુંજ નામ. હવે મારે શું કરવું? પિતાના ઘડપણમાં મેં આ શું કર્યું? બિચારી નિર્દોષ નિરપરાધીને મારી કાઢી મુકી?! હાય! હાય! એ હવે કયાં ગઈ હશે? એનું હવે શું થયું હશે! માતપિતાનું કેવળ અપમાન કરી સ્વછંદપણે વર્તી સદૈવ, તેમને દુ:ખી કરી દુ:ખી થયો તેને રોઉં? કે સુજ્ઞ, સુશીલ સદ્ગુણી પ્રિયા કે જે કદી પણ મારા સામું બોલી નથી તેને એક દુષ્ટની શિખવણીથી મારી ઘર બાર અંધારી રાત્રે અસુરી વખતે કાઢી મુકી વિના કારણે દુ:ખી કરી તેને રોઉં? અરેરે! અકળ કળાવાન, દુ:ખકર્તા સુખકર્તા, મારૂં અહીં આવવું શું! હું કોનો છોકરો અને તે વળી કેવી દૂર્દશામાં!?! હે ઈશ હવે શું કરૂં!! પેલા દુષ્ટ લંપટના લંપટપણાથી મૂઢ બની મધપાન કરતાં શીખ્યો તેને રોઉં? "**જીવતો નર ભદ્રા પામશે**" એ કહેવત ઉપર કયાં સુધી આધાર રાખવો. ચાલ રામ—એમ બોલી એક ભરપુર ચારે કાંઠે વહેતી નદીમાં પડી ડુબી મરવાનું ધારી પડવાની તૈયારીમાં હતો. તેવામાં આપણો અસલી મિત્ર ત્યાં જઈ પહોચ્યો. આ માણસ અચાનક બોલતો બંધ થઈ ગયો. તે જોઇને તેને ભગવાનલાલે પૂછ્યું, ભાઈ તમે કોણ છો? અને થોડીજ વાર પહેલાં તમે શું બોલતા હતા? તમે કેમ નદી કિનારે એકલા અને વળી ઉઘાડા શરિરે છો? તમારાં લુગડાં કયાં ગયાં? શું તમારા પિતાએ તમને ઘરમાંથી કાઢી મુકયાછે? કે શું પ્રિયાના વિરહથી તમે આમ કરો છો? કે શું ઘરમાં કંઈ કજીયો થયો છે? તેની મને સવીસ્તર હકીકત કહી સંભળાવો. પેલા પુરૂષે ઘણી આનાકાની કર્યા પછી પોતાની વાત ચલાવી.

"મુરબ્બી સાહેબ મારૂં કહેવું સાંભળી તમે મારા ઉપર ગુસ્સે થશો ને તમે મને ધીક્કારથી જોયા શિવાય રહે-

શો નહીં. પણ જ્યારે આપનો આગ્રહ છે તો મને કહેવા-માં કશી અડચણ નથી. હું કમળાવતી નગરીના ધનાઢ્ય શેઠ નામે માણેકલાલનો પૂત્ર છું. હું એકનો એક અને કુલિન હોવાથી મારો વિવાહ જ્યારે હું ૮ વર્ષનો હતો ત્યારનો ઉમરાવતી નગરીના ધનાઢ્ય તેમજ આબરૂવાળા અને વિદ્વાન નગરશેઠની છોકરી દીવાળી સાથે થયો હતો. તે વખત તેની ઉમર ત્રણ વર્ષની હતી. હું જ્યારે દશ વર્ષનો થયો ત્યારે એના બાપે લગ્ન કરવાનો આગ્રહ કર્યો, પણ મારા પિતાએ તેમને ના કહી કે *બાળલગ્ન કરવું એ ઠીક નથી. છતાં તેજ વર્ષે મારૂં લગ્ન થયું.

---

* દીકરા દીકરીઓને બાળપણામાં પરણાવવાં તે બાળલગ્ન કહેવાય છે. બાળલગ્નનો ધારો હિંદુસ્થાનના બીજા ભાગો કરતાં ગુજરાતમાં વિશેષ માલમ પડે છે. બાળલગ્નથી ઘણા માઠાં પારણામ નીપજે છે. બિચારા બાળકો "પરણવું એ શું!" "વહુ વરનો અર્થ શો!" એ સમજતાં થયાં નથી એટલામાં તો તેમના નીચ માબાપો પોતાનો લાવો પૂરો પાડવા તેમને દૂનિઆ રૂપી ઊંડા ખાડામાં નાંખેછે. બાળલગ્નથી છોકરાની બુદ્ધિ ક્ષીણ થાય છે.. તેથી તેમનાથી વિધાભ્યાસ સારો-બીલકુલે થઈ શકતો નથી. નાનપણમાં સંસારી દુગ્ધામાં પડવાથી નાકૌવત થઈ બાયલા થઇ જાયછે. અને ભરપૂર જુવાનીમાં ૬૦ કે ૭૦ વર્ષના ડોસા જેવા નબળા શકિતહીન દેખાયછે. અને તેથીજ તેમના આયુષ્યમાં ઘટાડો થાય છે. બાળલગ્નથી તેમની પ્રજા પણ નિર્બળ થાયછે અને તે પણ બરાબર ઉછરતાં ન હોવાથી નાનપણમાંજ મરી જાયછે. વળી બાળલગ્નથી એક બીજાનો સ્વભાવ પણ મળતો ન આવવાથી ઘણાં ઘણાં દુઃખ આવી પડેછે.

મારાં માબાપ વિદ્વાન હોવાથી મને ભણાવવા પાછળ તેમનું ચીન્ત વધારે હતું. મને પરણ્યાને પાંચ વર્ષ નહીં

---

"વૈદરભી વનમાં વલવલે" એ રાગ.

"બાળપણામાં બાળનાં, નવ કરવાં લગન;
જો કરીએ જાણી જોઇને, વડું ઉપજે વિઘન. બા. ૧
જેમ આંબે મોર જેટલી, ધારે કેરીઓ કોઈ;
વિશ્વાસથી વકરો કરે, રહે અંતે તે રોઈ. બા. ૨
જો કદી જોડું તે ઉછરે, નાવે મળતો સ્વભાવ;
આખી ઉમરમાં એહને, દીસે દુઃખનો દેખાવ. બા. ૩
અણ બનતી તણો એહને, જ્યારે ઉપજે અંકોર;
એ માનનીના મુખની, ગાળો ખાયછે ઘોર. બા. ૪
સમજણ કાચી શિશુપણે, નહિ મન સ્થિર ઠોર;
કહો તેને કેમ કરાવિએ, આખી વયનો કરાર. બા. ૫
અગ્નિ રૂપે ઈશ્વર ગણી, જે ઠરાવ્યો જમાન;
શું સમજે શિશુ બાપડાં, જેને જરીએ ન જ્ઞાન. બા. ૬
માબાપની મુર્ખાઇનો, એ તો છે આડો આંક;
વાંકુ થએ વળી વેવલાં, કાઢે કર્મનો વાંક. બા. ૭
લહાવો લેવાની લાલચે, કંઇક લાજને કાજ;
આંખો મિચીને ઊંડે કૂવે, પડે કરી પતરાજ. બા. ૮
પાછળ શું પસ્તાઈએ, એવો કરીને અનર્થ;
પાણી પીને ઘર પૂછીએ, એથી શું સરે અર્થ. બા. ૯
સંકટ દેખી સુતા તણું, કરે બાપ વિલાપ;
માતા મુખે મહા દુઃખના, શબ્દ ઉચ્ચારે આપ. બા. ૧૦"

વળી કેટલીક નાતમાં વરની અછત હોવાથી ઝોળીમાંથી ઝડપી પાંચ સાત વરસનાં બાળકનાં કે તેથી પણ નાનાં બાળકોનાં ઢીંગા ઢીંગલીઓની માફક થતાં લગ્ન આપણે જોઈએ છીએ; તેમાં વળી કેટલાકતો કુલિન, કુલિન, કુલીઆ

થયાં એટલામાંતો મારી સ્ત્રીને મારે ત્યાં મોકલી. મનેતો નક્કી થયું હતું કે હવે આપણાથી ભણવાનું નથી. રે! મારાં માબાપે બાળલગ્ન શેને કર્યું. પણ સારે નસીબે મારી સ્ત્રી ભણેલીને સદગુણી હોઇ મનેજ તે ભણવા તરફ ઉશ્કેરતી તેથી હું પોતેજ મારૂં મન જેમ તેમ કરીને ભણવા પાછળ

---

ઝંખી રહેછે. પણ કુલિન વર ગમે તેવો હોય કાંતો તે દુર્ગુણી, લુલો, લંગડો, અભણ, હોય તોપણ તેઓ તેની ફીકર ઓછી રાખેછે.

**अष्टा वर्षा भवेत गौरी नव वर्णतु रोहीणी ।**
**दश वर्षा भवेत कन्या, अत उर्दव रजस्वळा**

ભાવાર્થ—જ્યારે છોકરીની ઉમર આઠ વર્ષની હોયછે ત્યારે તે ગૌરી કહેવાયછે. નવ વર્ષની હોયછે ત્યારે રોહીણી કહેવાયછે.. જ્યારે તે દશ વર્ષની થાયછે ત્યારે કન્યા કેહેવાય છે. ને પછીથી રજસ્વાળા કહેવાય છે. વળી યાજ્ઞવલક્ય રૂષિની શ્રિમત ભાગવતની ટીકા ઉપરથી જણાયછેઃ—

**कौमारं पंच मांतंतुं पौगंडं दश मावधी ॥**
**कैशोरमा पंचदशा यौवनं तुततः परम् ॥**

મતલબકે—પાંચ વર્ષની સુધી કૌમાર અવસ્થા કહેવાય. દશ વર્ષ સુધી પૌગંડ, પંદર વર્ષ સુધી કૈશોર (કિશોર) અવસ્થા કેહેવાય. અને તે ઉપરાંત જુવાન અવસ્થા. તો આ રીતે જોતાં છોકરીને સોળ કે તે કરતાં વધારે ઉમરની થયા પછી પરણાવવી. આવું શાસ્ત્રમાં કહ્યા છતાં પણ ઢીંગલા ઢીંલલી જેવાં બાળકોને પરણાવવાં એ ખરેખર પાપમાં પડવા જેવુંછે. તથાપિ દેશકાળ, રૂઢી અથવા લોક વ્યવહાર પર વિચાર કરવાથી એવું સિધ્ધ થાયછે કે કન્યાની ઉમર અગીયાર વર્ષને છોકરાની ઉમર ૧૬ વર્ષની હોવી જોઈએ.

લગાડતો. મારી સ્ત્રી આવ્યાને બે માસતો પુરા થયા નથી એટલામાં મારે મેટ્રીકયુલેશનની પરિક્ષામાં જવાનું થયું. હું તો એમજ ધારતો હતો કે આ વર્ષે આપણે પાસ થવાના નથી. પણ સારા ભાગ્યે તેજ વર્ષે પાસ થઈ ગયો. આથી હું અને મોરા પિતા મારી સ્ત્રીને સારાં પગલાંની ગણુવા લાગ્યા. પાસ થયા પછી ત્રણ વર્ષમાં B.A.માં પાસ થયો અને ત્યારપછી B.A. L. L. B.થયો. મને અંહી એક લંપટદાસ નામના એક નાના ગામડાના ઠાકોર સાથે દોસ્તી થઈ તે એટલે બધે કે તે મારે ઘેર આવતો. મહિના ના મહિના પડયાં રહેતો. પોતે દારૂબાજ હોઇ મને દારૂ પીવાની ખરાબ ટેવ પાડી. પહેલાંતો મેં તેને કહ્યું કે તેથી ઘણા ખરા રોગ ઉત્પન્ન થઈ પૈસાની

---

માબાપ માત્ર પોતાની હાંસ તથા ઉમેદ પાર પાડવાની આતુરતામાં કેટલાં બાળકોને અણુચીંતવ્યાં વીઘ્નમાં નાંખે છે?! રીતભાત, પેહેરામણી આવક અને દોલતના લાવામાં પોતાનાં નાની ઉમરનાં નીર્દોષ બાળકોને કેવી રીતે તે ભયંકર ખાઈમાં ઉતારી જીવ્યું પ્રમાણુ કરવાને બદલે મોતને સલામ કરાવે છે!! પણ વિચાર કયાં કરે છે કે અભાગ્ય કુળવાન વર કરતાં ભણેલો ભલો ગરીબનો છોકરો ભલો. આપણે એક વાર આપણી છોકરીના ફાયદા અર્થે મોટી થવા દઇશું, પણ જયારે સામા પક્ષના અવિચારી લોકોની સંખ્યા ઉપર વિચાર કરીશૂં ત્યારે જણાશે કે એવા મોટી ઉમરના વર આપણુને મળવા મુસ્કેલ છે. રે! રે! કુલીન વર્ગના થોડાંજ માબાપો એવાં હશે કે તેઓ પોતાનાં છોકરાઓને પૈસાની લાલચે સારાં સાસરીઆ જોઇ પરણાવતાં નહી હોય—રે? પ્રભુ, હાલ તો વીવાહનું કામ સટ્ટાના વેપાર જેવું થઈ પડયું છે. ને મુખ્યત્વે કરીને ચરોતરના લેવા પાટીદારમાં વિશેષ છે. પણ જો બંનેની ઇચ્છાથી (વર ને વહુની) કે પુખ્ત ઉમર આવ્યા પછી જો લગ્ન થાય તો વર વહુ બંન્ને કેવાં સુખી થાય!!

ખુવારી થાયછે. એવી રીતે મેં તેને મારી ધારણા પ્રમાણે ઘણો સારો બોધ દીધો પણરો તેજ મારો ગુરૂ થઇ પડયો ને એક ટપકું, બે દ્રામ ચાર દ્રામ, એક ઔંસ એમ કરતાં કરતાં આખી બાટલીની રેબાટલી ઉઠાનવા લાગ્યો. જે વખતે

---

જંજાળી જીવડે મુક્તિની જુક્તિ ન જાણી, એ રાગ.

શાણા સદ્‌ગૃહસ્થો બાળ વિવાહ પરહરશો,
લઘુવય મધ્યે લગ્ન કર્યાથી દંપતિને દુઃખ કરશોરે–શાણા.
વરવધુ બંનેની ઈચ્છાથી લગ્ન થવા જો દઈએ,
દંપતિ બહુ સુખ પામે તેથી આશિષ મોટી લઈએરે–શાણા.
એમ થતાં અડચણ માનોતો પુખ્ત વયે પરણાવો
વીશ વર્ષની વયના વરને તેર તણી વધુ લાવોરે–શાણા.
કુલિન વર કદીએ નવ જોશો, જોજો વર કે કન્યા,
તો પરમેશ્વર રાજી રહેશે, નહીંતો થાશે અન્યારે,–શાણાં.
વીશ વર્ષની ઉમર સુધી વિદ્યાભ્યાસ કરાવે,
તો સત્ કેળવણી પામીને મુણીયલ નામ ધરાવેરે, શાણા.
પછી તેને ગુણવાન નારી, વિવેક વિદ્યાવાળી,
તેર વર્ષની વયની શોધી લાવો નજર નિહાળીરે–શાણા.
શાસ્ત્ર વિરૂદ્ધ નથી એમાં, ન્યાય વિરૂદ્ધ નથી કાંઇ,
બાળલગ્ન કરવાથી મોટું પાતક પામો ભાઈરે—શાણા.
અન્યો અન્ય સ્વભાવ મળે નહીં પ્રેમ અલગ ત્યાં રહેશે,
પ્રેમ નહીં ત્યાં કલેશ વધે બહુ, કલેશથી ત્યાં કળી પેસેરે,–શા.
શાસ્ત્ર વિરૂદ્ધ તે ન્યાય વિરૂદ્ધ વળી લોક વિરૂદ્ધ આચરવું,
સદાચરણથી અળગા રહેવું, બાળલગ્ન તો કરવુંરે–શાણા.
ઇશ્વરની ઈતરાજી કરવી, જોડે કજોડું જોવું,
દંપતિના નિસાસા લેવા બાળલગ્નથી મોવુંરે,—શાણા.
આ ગરબી વાંચીને શ્રોતા, વીચાર ઉંડા કરજો
સરસ્વતીચંદ્રની શિક્ષા માની, બાળલગ્ન પરહરજો—શા.

તેણે મને એક ટપકેથી બે દ્રામ લગી ચઢાવ્યો ત્યારે તેણે આ પ્રમાણે મને ઉશ્કેરીને દારૂના જુઠાં ઠાલાં વખાણુ કરીને મને કુછંદણાં ફસાવ્યો.

કવિત —

જોર ભર્યો જુસ્સો ચઢે, વિપત્તિ વિસારે પડે;
લાલી આવે લોચનમાં, નુર મુખ નાણિએ;
કરી જીવ કુરબાન, જાદવોએ કીધું પાન;
હેવાન આગળ એનો, સ્વાદ શો વખાણીએ.

---

૧ દારૂ પીવાથી શાશા ગેરફાયદા થાયછે તે વિશે શિખામણ તરીકે એક ગરબી સાંભળો ભાઈ—

સાંભળરે તું સજની મારી, રજની ક્યાં રમીઆવીજી એ રાગ

માનોજ મિત્રો કહું હું તમને, શિખામણ સારીજી;
મધુ પીએ જે જનજ કોઈ, કહેવાયચાલ નઠારી; મદ્ય ન પીશોજી.
મધુ૧ પીને બનેજ ગાંડો, મસ્તાઇ અતિશે કરેજી;
પછી આમ તેમ ફેરા ફરીને, મનમાં આવ્યું શીર ધરે-મદ્ય.
વણુજ વેપાર કરેજ ઉંધા, ખોટ આવે નિશદિનજી;
દિલગીરી સમાવવા કારણ, થાય મધુ આધીન— મદ્ય.
અક્કલ ગુમાવી બને ટકાનો. આબરૂ મળે નવ કાંઇજી;
ભસ્મ લગાવે અતિ ઉમંગથી, બને આપ ગોસાંઇ-મદ્ય.
ચકલે ચૌટે પડે અથડાઈ, દંડાયે વારંવારજી;
તો પણ તેને લાજ ન આવે, એવા મધુ પીનાર —મદ્ય.
ફીકર ધરે નહીં જરાએ અંગે, મસ્તાનો થઈ મ્હાલેજી;
કુકર્મ અતિ ઘણાં કરીને, આયુષ્ય એમજ ગાળે—મદ્ય.
લડાઇ વેચાથીજ હોરીને, લોકોને ખુબ કનડેજી
ધક્કા ધક્કીથીને મુક્કા મુક્કીથી, બે ભાન થઇને પડે; મદ્ય.
આલપાકાનો ડગલો પે'રી, કેશ ખુબ સમારીજી.
રસ્તે ચાલતાં અતિજ કરે, મશ્કરીઓ પરનારી —મદ્ય.
ચાંલ્લો એક કરેજ ઝીણો, ગર્વ ધરે ખુબ ઉરેજી,[૨]

---

૧ દારૂ. ૨ મનમાં.

દેશીઓ દેવી ઉપાશી, વળી વિલાયત વાશી,
મઝા જાણે મદિરાની, પ્રગટ પ્રમાણીએ.
ઉંચા પે'રે પટકુલ, લગાવે ફુલેલ તેલ.
પણ ખુબી વાઇનની.[3] બાટલી વરાણીએ
૨ટે ૨ણુ છોડ શોખી,સમજાવે સામાઓને;
મધ વિના માનવિનું, જન્મ મિથ્યા જાણિએ.૧

---

શમાં હાંલ્લાં કુસ્તી કરે ને, થાય લાલ મનીયાર નૂરેજી—મધ.
આબરૂ ખુવે બાપ બાપ દાદાની, બનેજ નિકમહરામજી,
શીખજ દેતાં રીસ ચઢાવે, એ મધપીનું કામ— મધ.
મહુડી મહુડી કરેજ લોકો, મારવાને એ ધાએજી*,
ઇંટો, ઢેખાળા કરે ધરીને, માર્યા પછી પસ્તાએ— મધ.
પોલીસના સીપાઈઓ ધસધડે છાંટે પાણીની ડોલોજી,
લિંબુ ઉપરથી ખુબ ચુસાડે, બને આપજ ભોળો૪— મધ
લાળ પડે બેહદ મુખેથી, બોલી શકાય ન મુખેથી;
પડે આખડે બેડો થાએ, હાડ પછીથી દુઃખે. મધ
બાથમાં ઘાલી ઘેરજ આણે ફજેતી થાએ બહુજી;
મર્ણ પામે જ્યારે ગરમી ચડયાથી, ખોટી દશા થાય વહુની—મધ.
દુનીઆમાં આવી નામન કહાડે, કરે ન સારાં કામજી;
બહાદુરી એવી કયાંથી કરે જે, બંધાવે મોટાં ધામ—મધ.
આટલું વાંચી મિત્રોજ મારા, મુકો મધુનું નામજી;
સુખી થશો એવીજ આશીષ દે છે ભગવાનલાલ —મધ.

દારૂનું વ્યસન એ સર્વે ધર્મ વિરૂદ્ધ છે. કારણ કે પ્રથમ આપણે હિંદુ શાસ્ત્રનું લઈશું તો તેમાં કહ્યું છે કે:-

**सुराम्बूघृतगोमूत्रपयसामग्निसान्निभम!**
**सुरापोन्यतमपीत्वामरणाच्छुद्दिमृच्छाति**

---

૧. ટેવ—આદત. ૨. શીશી, ૩. દારૂની.
* દોડે. ૪ ગાંડો.

પરિક્ષા પછી બે મહિને હું મારે ગામ (કમળાવતી) પાછો આવ્યો. મારી સુજ્ઞ સ્ત્રી પણ તે પહેલાં થોડા રોજ પર આવેલી હતી. મેં તેને એક દિવસ દારૂ પીને બેભાન થઈ મરજી આવે તેવી રીતે કહ્યું. પછીથી મેં તેને મારી સાથે તે પણ લેવા કહ્યું હતું. તથા નવો લેડી ફેશનનો ડ્રેશ (મડમનો પેહેરવેશ) પેહેરવા પણ કહેલું, તેથી તે બિચારી આભી બની ગઈ. મેં તેને ઘણીવારે પૂછયું કે

---

મતલબ કે દારૂ, પાણી, ઘી, ગાયનું મુતર, દૂધ એ પાંચ વસ્તુમાંથી એક વસ્તુને અગ્નિને સમીપ રાખી ખુબ ઉકાળી મદ્યપાન કરનારને પાય તોજ તે મરણસમયે શુધ્ધ થાય છે. તેમજ

सुरापानेकामकृतेज्वलंनीतोविनिक्षिंपेत ॥

मुखेनपाविनिर्दग्धोम्तृतशुद्रिमवाप्नुयादिति ॥

ભાવાર્થઃ—જે માણસ દારૂ પીએ, અગર પીવાનીઈચ્છા કરે તે માણસ આ લોકમાં ને પરલોકમાં કદી શુદ્ધ થતો નથી, પણ જો તે એવું ગરમ પાણી પીએ કે તે પીવાથી તેનું મોત થાય તોજ તે પરલોકમાં સુધ્ધ થાય છે-તેમજ વળીઃ—

पीबेतमद्यपानपरस्त्रीभार्यासहमैथुनं

जीहवास्वादेभक्षयेतमासंतत्त्रीणांनरकंव्रजेत॥

અર્થઃ—જે પુરૂષ મદ્યપાન કરે. પર સ્ત્રી સાથે મૈથુન કરે ને જીવના સ્વાદવડે માંસભક્ષણ કરે એ ત્રણ જાતના માણસો નરકના અધિકારીઓ હોય છે

આવી રીતે હીંદુ શાસ્ત્રમાં દારૂ પીવાની સખ્ત મના છે છતાં હિંદૂઓ ઠાલાં બહાનાં કાઢી તથા બિચારી દેવીને

કેમ શું કહે છે? હા કહે છે કે ના? પણ તેનો જવાબ તેણે ના દીધો, તેથી મેં તેને ખૂબ મારી એટલામાં પેલો મારો દુષ્ટ મિત્ર ત્યાં આવ્યો, ને મારા દેખતાં તેને સમ-

---

માથે આરોપ મુકી પીએ છે. વળી ઇંગરેજી ધર્મ. શાસ્ત્ર જુઓ તેમાં પણ સાફ મનાઈ કરેલી છે.

"Be not drunk with wine, wherein is excess: but be filled with the Spirit.

ભાષાંન્તર—તમે દારૂથી મસ્ત ન થાઓ, તેમાં બે હોશી છે, પણ આત્માથી સંપૂર્ણ થાઓ.

Also Jesus Christ commAnded Samson's mother and Aaron as follows:-

"Drink no wine nor strong drink thou nor thy children, lest ye die."

ભાષાન્તર–વળી જીસસ ક્રાઇસ્ટે સેમસનની માને અને એરનને નીચે પ્રમાણે હુકમ કર્યો હતો. "તમે અને તમારાં છોકરાં કાંઈ દ્રાક્ષ રસકે જલદ દારૂ પીતાં નહીં," નહી તો મારશો.

તેમજ વળી મુસલમાન ધર્મમાં પણ ચોખ્ખી ના કહેલી છે એક મુસલમાન કવિ શું કહે છે તે સાંભળો:—

**બેત.**

જો કોઇ પીવેગા તાડી યા શરાબ ૧
૨દો જહાં મે હોવેગા આખર ખરાબ;
જાવે માલ ઓર આબરૂ ઓર આ઼ીયત૩.
ફેર ખુદા કે યાંબી પાવે ગા ૪અજાબ;
નિષે મેં હે ૫રૂસવાઈ ઓર દરદ સખ્ત.
નકર કુછ તમા, ૬ગર ૭તૂહે નેક બખ્ત,

---

૧ દારૂ. ૨ અહિં તેમ પરલોકમાં. ૩ ઇજત. ૪ દરાક્ષા. ૫ ફજેતી. ૬ જો. ૭ ભાગ્યશાળી.

જાવા જાઉં છું એમ કહીને લાજ લેવા ગયો હશે. તેથી તેણે તેને ધક્કો માર્યો. અને તે વળી એવો તો જોર બંધ હતો કે તે દુષ્ટ જ્યાં હું ઉભો હતો ત્યાં આવી પડયો.

---

ગરબી.

સજ્જન લોક વિચારી, સારી શિખામણ મન ધારિયેજી
જેમ જેમ મુખ બોલાય જેથી, દિલમાં તેથી ડરીએ—
કેફ ન કરીયેજી
તાળી પાડી દોષ દેખાડી, કહું છું દહાડી દહાડીજી
મારૂં વેણ તમે માનો તો, તજજ્યો મદિરા તાડી. કેફ.
કેફ કર્યાથી ઘટશે ભાઇ, ચિતમાંથી ચતુરાઇજી;
ધન ખરચી લેવી લુચાઇ, મોટી એ મુરખાઈ—કેફ.
લાજ ઘટેને કાજ ન સુધરે, એમ વિચારે અંધોજી
સાર નથી એમાં કંઈ અંત્યે, ઘર ખોયાનો ધંધો—કેફ.
વેદ પુરાણ કુરાન કિતાબો, જો જો તેહ તપાસીજી
એ લક્ષણ તજવાથી મળશે, સઘળેથી શાબાશી—કેફ.
કાજી મુલ્લાંનો મત એ છે, એ મત અંધ્યારૂનોજી,
હિંદુમાં ગોહત્યાથી પણ, દોષ ઘણો દારૂનો. કેફ.
મદિરા સારૂં મારૂં તારૂં, ચોરાયાનું ચિત થારોજી
કોઈ સમે સાંકડામાં આવી, જીવ તેમાંથી જાશે—કેફ.
વસ્ત્ર તજીને લાજ વિનાના, ખરની રાત ખડશોજી;
કહે દલપત કરમાં દીવો લેઈ, કોઇ ન કુવામાં પડશે—કેફ.

વળી ઇતિહાસ ઊપરથી એમ માલમ પડી આવે છે કે એ વ્યસને મોટા મોટા રાજ્યનો તથા રાજાનો નાશ કીધો છે, તો મારાં તમારા જેવાના તેમાં શા આશરા ! ! વળી દાકતરી વિદ્યાના શાસ્ત્રના પ્રમાણને આધારે જોઇ શું તો પણ તે તેની વિરૂદ્ધ છે. દારૂને લીધેજ ચંદ્રમુખી એ પોતાનો પ્રિય ભરથાર ખોયો. અને તમે પણ તમારી સ્ત્રી તેનેજ લીધે ખોઇ છે.

આથી મેં વળી (મારા મિત્રનું અપમાન થયેલું જોઈને) તેને ખુબ મારી, તે એટલે સુધીકે તે બેભાન થઈ ગઈ. અમે તેને એમને એમ બેભાન અવસ્થામાં મૂકી બહાર ફરવા ગયા. રસ્તામાં મારા દુષ્ટ મિત્રે તેને કાઢી મુકવાનું મને સમજાવ્યુ આથી મેં તેને ઘેર આવી કાઢી મુકી. હું આવ્યો તે વખતે તે મારા વિરૂદ્ધ બોલતી હોય તેમ મને જણાયું કેમકે જેવો હું એ ઓરડામાં દાખલ થઉં છું તેવોજ " જુઠા વ્યસની અને અવિદ્વાન, ખરા નહીં ટકીતો "સાંભળ્યું તેથી મેં તેને અતિશય મારીને બહાર કહાડી મુકી.

---

(રાગ દેશી વણઝારો)

મધુપાન કરે જુવાનિયા, માનો મારૂં રે,
ખોટો થાય પછી હેવાલ, દુઃખ રૂપ દારૂ રે.
કુમ અક્કલ હિંદૂભાઈ, માનો મારૂં રે
મુકો વ્યસન તમે આકાળ— દુઃખ.
(ઇંગરેજોની) નકલ કરો ખોટી શીદને, માનો,
લાલચુ તમે લોભિયા લોક— દુઃખ
મર્ણ પામો તમે તે થકી— માનો
પછી શેનો ધરો હૈયે શોક— દુઃખ
યસ (હા નો (ના)આવડવાથકી, માનો.
શીદ ધરો છો બુટની જોડ— દુઃખ
દેશાભિમાન તનમાં ધરો, માનો.
ઇશ પુરશે તમારા કોડ— દુઃખ
અલ્પ જ્ઞાન હોવા થકી, માનો,
તમે માસ્તર કહેવાશો કેમ— દુઃખ
અતર ધાલો આનંદથી, માનો,
જાણે ડોળ દેખાડો જેમ— દુઃખ
પાટલુન, મોજા ટોપીઓ, માનો,
તમે શીદ ધરો છો અંગ— દુઃખ

સવાર પડતાં મારાં માત પિતાએ તે કયાં ગઈ, કયાં ગઇ એમ શોધ કરી મુકી. આ વખતે મને ખુબ પસ્તાવો થવા લાગ્યો હતો, તેથી હું કાંઇ બોલી શકયો નહીં, પણ મારા ચાકર સાથે એટલુંજ કેહેવડાવ્યું કે "મેં તેને રાત્રે કાઢી મુકી હતી." આથી તેમણે આખા શેહેરના તેમજ ગાઉ ગાઉ ફરતા આસપાસના વાવ કુવા વિગેરે જગોએ તપાસ કરાવી પણ કંઇ પત્તો લાગ્યો નહીં. પણ હમેંશ મુજબ મને દારૂની લેહેર આવવાથી હું મારા મિત્રને ત્યાં ગયો. ત્યાં જઇ જોઉં છું તો તેજ ન મળે. પણ એટલામાં તેના પાડોશીએ સઘળી હકીકત કહીકે " ગઇ કાલ રાતનો તેના ચાકરો સાથે છુપડી ગયોછે, અને તેનો ઈરાદો તે વખત એવો હતો કે તમારી સ્ત્રીને ગમે તેમ કરીને અહીંથી આજને આજ લઈ જવી. આવી વાત મેં તેના એક ખાનગી ખવાસથી સાંભળેલી હતી. પછી ખરૂં ખોટું રામ જાણે." હવે મને પૂરો પસ્તોવો થયો.

---

લાકડી કરમે શીદ ધરો, માનો.
તમે વઇણાગીયા બનો કેમ- દુઃખ
ઘડિયાળ એક રાખીને, માનો,
ચાર સારા બેઠા હોય જયાંહ- દુઃખ
અતિ શ્રિમંતાઈ દેખાડવા— માનો,
કરો પ્રસિદ્ધ આરશી ત્યાંય.— દુઃખ
પાઘ અધ્ધર તમે શીદ ધરો, માનો,
તમે શીદ પહેરો છો કોટ- દુઃખ
ઈંગરેજી પોશાક પસન નવ કરો, માનો,
કયાં છે દેશી વસ્ત્રની ખોટ— દુઃખ
રૂમાલ એક હાથમાં લઈ, માનો,
તમે ચાલો છો ચમ, ચમ, ચમ— દુઃખ
દુકાન કલાલની જઈ ચડી, માનો,

વખતે તે મને સમજાવીને તો નહીં લઈ ગયો હોય એમ ધારીને હું તેને ગામ ગયો. ત્યાં છુપો રહી ખબર કહાડીતો એમ ખબર મળી કે એક સ્ત્રીને તે પકડી લાવ્યો હતો પણ તેતો તેને ધુળ ફકાવી ક્યાં સટકી ગઈ તેની ખબર નથી. તેથી હું બહુ દીલગીર થયો. આજ બે માસ થયાં "**જીવતો નર ભદ્રા પામશે** એજ કેહેવત પ્રમાણે આજ મળશે, કાલ મળશે એવી આશામાં ને આશામાં ઘણે પ્રદેશ ફરી આવ્યો.

---

પીઓ દારૂ પીવાય જયમ જયમ— દુઃખ
રંગ પાણી ઉડાવે પ્રીતથી, માનો,

ઉછરતા જુવાનીયા આજ— દુઃખ
પડે જયારે બે ભાન થઇ, માનો,

ત્યારે ખુવે પીતાની લાજ— દુઃખ
કાષ્ટ ચીરે જયારે ઢેડિયા— માનો,

ત્યારે પીએ મદિરા તે આપ. દુઃખ

મારા મારી કરી ખુન કરે— માનો,

પછી કરેજ આપ સંતાપ. દુઃખ

મેહેતર જેવા નીચા નથી— માનો,

તમે છો શેઠના સંતાન— દુઃખ

ઝેરીએ પાણીમાં શું પીવું— માનો,
તમે ખાઓ અલાયચી પાન— દુઃખ
નથીરે, નથીરે, નથી એમાં. માનો,
પસ્તાશો પછીથી આપ— દુઃખ

દુઃખ દુઃખ દુઃખ દુઃખ દુઃખ દુઃખ. માનો,
જાણે પેલા ભવના હોય પાપ— દુઃખ
માટે વિનંતી મારી એટલી. માનો,

તમે મુકો મદિરાનું પાન— દુઃખ
માતા પિતા જીવ બાળીને— માનો,

આશા એ મનનું આશ્રય સ્થાન છે, તે અહર્નિશ મનની પાસે પડયાં રહેછે તે જીવની સાથે દેહથી જનારે એક પ્રકારની વ્યાધિછે, માણુસ જેમ નાનો, જુવાન ને પછી ઘરડો થાયછે તેમ આશા પોતાનું અસલ રૂપ કદી બદલતી નથી. આશા જીવને વૃધા અવસ્થામાં એવો જંજાલી બનાવી દેછે કે તે જોઇને ગ્નાનીને હસવું આવ્યા વિના રહેતું નથી ભર્તૃહરિ લખી ગયા છેકે "तृष्णा न जीर्णा वयमेव जीर्णा" અમે ઘરડાથયાપણ અમારીતૃષ્ણાજીર્ણથઈનથી.

આશા માણુસને દુઃખમાં નેકીની અર્ધાંગના જેવી દિલાસો આપનાર થઇ પડે છે, આશાવાળો માણુસ વારંવાર બોલે છે કે " દુઃખ મારે છે કાલે કામ થશે—પછી આપણું ન શીબ ઉઘડશે—ગણત્રીના દિવસો જતાં શી વાર લાગવાનીછે

વળી;—

विपादि धैर्य मथाभ्युदये क्षमा,
सदसी वाकपटुता युधी विक्रम ॥
यशसी चामीरुची व्यसनं श्रुतौ,
प्रकृति सिद्धा मिदही महात्मनाम ॥

---

(તમારે વાસ્તે) નવ ખરચે પશો એક— દુઃખ
લાલ પાણી ઉડાવો પ્રીતથી— માનો,
એતો કહેવાય મૂરખાઈ વિવેક— દુઃખ
માટે દેશી ભાઈઓ, માનો
તમે લ્યો પુત્રની સંભાલ— દુઃખ
સહાય થશે ઈશ તે થકી માનો
કહે મુખથી ભગવાનલાલ દુઃખ

**ભાવાર્થ**—વિપત્તિ આવી પડે ત્યારે ધૈર્ય રાખવું, સંપતિ વખતે ક્ષમા રાખવી, સભા વિષે વાણીની ચતુરાઈ રાખવી, યુદ્ધમાં પરાક્રમ, યશ મેળવવામાં રૂચી રાખવી, અને વિદ્યાનું વ્યસન રાખવું. એવા ગુણો સ્વભાવિક રીતે રાખવા.

વળી સેકસપીયર નામનો ઈંગ્રેજી કવિ કહે છે કે.-

For what is it on earth,
Nay under heaven, continues at a stay?
Ebbs not the sea, when it hath overflown?
Follows not darkness, when the day is gone?
And see we not sometimes the eye of heav'n,
Dimmed with overflying clouds?

**ભાષાન્તર**:—આ પૃથ્વિ ઉપર અને આકાશ તળે જે બધું આવ્યું છે તે શું હમેશાં અચળ રહે છે—સ્થિરછે? શું દરીઆમાં ભરતી આવે છે ત્યારે ઓટ નથી થતી? જ્યારે દિવસ અસ્ત પામે છે ત્યારે અંધારૂ નથી થતું? અને આકાશ ચક્ષુને (સૂર્યને) શૂં આપણે કેટલીક વખત વાદળાંથી ઝાંખો નથી જોતા? સર્વેને વૃદ્ધિ તથા ક્ષય છેજ ને દશી વીશી ચાલી જાય છે. તેમજ હાવર્ડ કહે છે કે.

Be ready for all changes in thy fortune;
Be constant when they happen; but above all,
Mostly distrust good fortune's soothing smile;
There lurks the danger, though we least suspect it.

એટલે—ભાગ્યના ફરવામાં તત્પર, ઉદય અસ્તમાં અચલીત થવું; વળી ભાગ્યોદય થતો જોઈને ઉન્મત થવું નહીં. અને સૂખ દુઃખમાં સરખા સ્વભાવે રહેવું. સુખમાં સોની સાંભરે, સારી સારી સ્ત્રીઓ ભોગવવાનું મન પણ

ત્યારેજ થાય! બુદ્ધિ પણ ત્યારેજ ખીલે! સારાં ભોજન કે વાહન પણ ત્યારેજ મળે. પણ સુખમાં ઈશ્વર ભજન કે ઈશ્વરનું નામ કયાંથી સાંભરે! દુઃખમાં ઇશ્વર ભજન કરવાં સુજે. ધર્મદાન, પણ ત્યારેજ યાદ આવે! ને માબાપની કે વહાલાંઓની સારી શીખામણો પણ ત્યારેજ યાદ આવી નજર આગળ તરી આવે!—તેમ મને પણ અત્યારે બધું સુજે છે. મેં બહુ બહુ નિશ્ચય કર્યા. એક વખત એવો પણ નિશ્ચય કર્યો હતો કે જેમ ચંદ્રસાર પોતાની સ્રીને ઉધમ કરતાં પામ્યો, જેમ ચંદ્રમુખી 'બમ્પરસિંહ પામી તેમ કરે હું મારી સ્રીને પાછી કેમ નહીં મેળવું? કેમકેઃ—

**દોહરો.**

દુઃખ આવે ડરવું નહીં, કર્મ બનાવટ કામ,
ઉધમ કરતાં આદમી, પામ્યો ભદ્રાનામ:
વિપત્તિ મૃત્યુ આદિથી, સંકટમાં બહુવાર;
ધીરજ રાખી સહન કંર, કરશે પ્રભૂ નિવાર;
સંકટમાં બહુ ડગમગે, બાવરૂ મન ધડક્ક;
ધીરજવાન ડગે નહીં, જેમ "સુમૂદ્ર ખડક્ક;

પણ એ નિશ્ચય બહુવાર ટકયો નહીં. વળી બીજીવાર નિશ્ચય કર્યો કે **ઊતાવળા સો બાવરા ધીરા સો ગંભીર** એ કહેવત મુજબ ધૈર્યતા પકડવી. કેમકે શાસ્રમાં કહ્યુંછે કેઃ

**यहिन व्यथयं त्येते पुरुषं पुरुषर्ष भसम : ।**

**दु:ख सुख धीरसो, मृतत्वा यकल्पते ॥**

**અર્થ**—જે ધીરજવાન છે તેને સુખ દુઃખ મુઝાવતાં નથી અને સુખ દુઃખ જે પુરૂષને સમાન છે તે મોક્ષ પાત્ર થાય છે.

વળી:—

**सुख मापतितं सेव्यं, दुःख मापातितं तथा ।**
**चक्रवतु परीवर्त्तते, दुःखानिच सुखानिच ॥**

સુખ આવે તે પણ ભોગવવું અને દુઃખ આવે તે પણ ભોગવવું. કેમકે જેમ ચક્ર ફરે છે તેમ વારા ફરતી સુખ દૂઃખ આવેછેજ. સદાકાળ સરખોજતો નથી ને ચડતી પડતી સ્વાભાવિક છે. માટે કષ્ટ તથા વખતને અનુસરીને ઈશ્વરેચ્છાને શરણ થઇ ધૈર્યતા રાખવીજ. કેમકે કહ્યું છે કે.

ભુજંગી છંદ.

પ્રભુને ગમે તે સમે સૌ સહેવું, સદા રાજી રાજી રૂદેમાં રહેવું
કદી હેબકી હામ હૈયે ન હારો, ઘણાં કષ્ટકાળે ઘણું ધૈર્ય ધારો,
અજ્યો ઈશ્વરે વિશ્વનો ખેલએવો, જુઓ માંડવો મેહનો હોયજેવે
થનારો ઘડીમાં ઘડીમાં જનારો, ઘણાં કષ્ટ કાળે૦— ૧
મળેએક કાળે વીવાની વધાઇ, મળે એક કાળે મહાભોગ ભાઈ
ન ચાલે સદા કાળ સારો નઠારો, ઘણા કષ્ટ કાળે૦— ૨
જતી હોય જો આબરૂ એક કાળે, થતી હોય કાયા કદી ભંગ ભાલે.
પ્રભૂની પુરી એવી ઇચ્છા વિચારો, ઘણાં કષ્ટ કાળે૦— ૩
જુઓ જાનકી રામ રાજાની રાણી, ખભે તેડીને રાવણે રોતી આણી
ધરી ધૈર્ય જોગ એવો ગુજાર્યો, ઘણાં કષ્ટ કાળે૦— ૪
સતિ દ્રૌપદિને સભા મધ્ય આણ્યાં, પતિ દેખતાં પાપીએ વસ્ત્ર તાણ્યાં,
તથાપિ ન તેતો તજ્યો પ્રાણ પ્યારો, ઘણાં કષ્ટ કાળે.૦— ૫
પીડા ભૂપ પામ્યો હરિચંદ્ર પૂરી, જીવ્યો કષ્ટ કાળે કરીને મજૂરી;
બડા હાથી હોદ્દે હતો બેસનારો, ઘણાં કષ્ટ કાળે૦— ૬
ભલે જો બીજો જીવ લેનાર જાગે, મરી છુટતાં તો મહા પાપ લાગે;
બને ત્યાં લગી તો બચો આપ યારો, ઘણાં કષ્ટ કાળે૦— ૭

કા૦ દ૦ ડા૦

એમ ધારી હું આગળ ગયો. આગળ જતાં એક વિશાળ નગરી આવી. આ નગરીનો રાજા ચંદ્રકાન્ત નામનો હતો ને તે નગરીનું નામ પણ ચંદ્રકાન્તી હતું, દરબારની તથા નગરીની શી શોભા કહું. રાજા પણ ન્યાયી અને ધર્મીષ્ઠ હોઈ પ્રજાપ્રિય હોય તેમાં શી નવાઇ. **यथाराजा तथाप्रजा** રૈયત પણ તેવીજ ધર્મીષ્ઠ ને ન્યાયી હતી. હું ત્યાં આગળ જઈ નગરીના દરવાજા બહાર ઉદાશ થઈ બેઠેલો હતો તેવામાં ચંદ્રકાન્ત જે મૃગ્યા રમીને નગરી તરફ પાછો આવતો હતો તેણે મને ઉદાશી તથા પરદેશી જોઇને તેની પાસે બોલાવ્યો ને તેના એક નોકરની સાથે પોતાના મેહેલ તરફ આવવા સુચવી ચાલ્યો ગયો. હું પણ તે નોકરની સાથે મેહેલ તરફ ગયો. મને એક જુદા ઘરમાં ઉતાર્યો. સંધ્યાકાળે મને એકાન્ત બોલાવી હું કોણ છું? કયાંથી આવું છું, તથા અહીં કેમ આવવું થયું ? વિગેરે પૂછવા લાગ્યો. મેં ટુંકામાં મારી વાત કહી. જે સાંભળી તે ઘણો દીલગીર તેમ ક્રોધમય થયો હોય તેમ જણાયું. પછી તે ચાલ્યો ગયો. સવાર પડતાં ફરી આવ્યો ને હું શું ભણેલો છું વિગેરે પૂછવા લાગ્યો. મેં તેને તે પણ કહ્યું. ત્યારે ફરીથી તેણે પોતાના પ્રધાનને મારી પાસે મોકલ્યો ને તેણે કહ્યું કે તમને ન્યાયાધિશની જગા આપવામાં આવી છે. આથી હું મારો ભાગ્યોદય સમજવા લાગ્યો.



## પ્રકરણ ૧૨ મું.

### ચંદ્રની હકીકત.

કનકાવતી કરીને એક નગરી હતી. ત્યાં વિદ્યાધર નામે રાજા રાજ કરતો હતો. તે નગરીને ફરતો ચાર ગાઉનો

કોટ હતો ને કોટને ૧૨ દરવાજા હતા. તે કોટની આસપાસ એક ઉંડી ખાઈ હતી. કોટના દરવાજાનાં દ્વાર રાક્ષસી હતાં અને તેમાં લોઢાના ગંજાવર ખીલા ઠોકેલા હતા. કોટની ઉપર કોઈ કોઇ જગાએ તોપો ગોઠવેલી જોવામાં આવતી હતી, કોટથી બહાર થોડે છેટે નદી હતી ને તેના ઉપર એક સુંદર અને મજબુત પુલ બાંધેલો હતો. તેથી લોકોને ચોમાસામાં ત્યાં આવવા જવાનું ઘણું સુખ હતું.

તે નગરીને ચાર ચૌટાં હતાં અને ત્યાં જુદી જુદી જાતના, વિવિધ ધર્મના અરાડે વર્ણના લોકો વસતા હતા. કોઇ વેપારને બાને ને કોઇ અવલોકનને બાને દૂર દૂર દેશના રેહેવાશીઓ ત્યાં નજરે પડતા હતા. જાન માલનું રક્ષણ, શેહેર સુધરાઈ, હાંસલ, મેહેસુલ, સરવૈ, બાંધકામ, ઈજનેર, ન્યાય, ફોજદારી, દીવાની, આદિ ખાતાઓમાં ઘણોજ સારો બંદોબસ્ત હતો અને તેમાં સારા પ્રમાણીક તથા કામની બુજ જાણનારા માણસો રાખવામાં આવેલા હતા. લાઇબ્રેરીઓ, નિશાળો, દવાખાના, હમામખાના, ધર્મશાળાઓ, પતીયા માણસને રહેવાના મકાનો, ઇંગ્રેજી ઇસ્પીતાલો, મોદીખાનાં, બાગ, બગીચા, કુંડ, કુવા, હવાડા, વાવો વિગેરે મકાનો સુંદર જોવામાં આવતા હતાં. ઘરની સંખ્યા ઘણી હતી અને લોકોની વસ્તી આશરે લાખ દોઢ લાખની હતી કાછીઆ, કંદોઇ, કાપડીઆ, ઝવેરી, સોની, લુહાર, ફડીયા, મોતીવાળા, ઘાંચી, મોચી, ધોબી, દરજી, હજામ, ભીસ્તી, સુતાર, વિગરે કારીગરો તથા વેપારીઓના મકાનો દીપાયમાન દેખાતાં હતાં. વેપાર ધમ ધોકાર ચાલતો હતો. અને હજારો રૂપીયાની નીત લેવડ દેવડ થતી હતી.

લડાઇ લજ્જા પામી નગરમાંથી બહાર નાસી ગઇ હતી, અદેખાઈ અળગી રહેતી ચોરોને ચીરી નાંખતા, છીના

ળાને છીંદી નાંખતા,ધાડપાડનારાઓને ધોકા પાડતા, લુંટારાને લંગડા કરતા, ફુલ ફીંદાતી હતી, દગાને દેશવટો દીધો હતો. કપટ કપાતું, અન્યાય અંધ હતો ગેરવ્યવસ્થા ગેરહાજર હતી પોગળ પાયમાલ થઈ ગયું હતું, ગપાટો ગાંડો બન્યો હતો આગ હમેંશા આઘી નાસતી હતી, ક્રોધ કરમાઈ ગયો હતો, ને દુર્ગુણો તેમનાથી દૂર હતાં,

આવા સુખી અને શુસોભીત નગરમાં ટુકામાં સર્વ લોક સુખી હતા, યોગ્ય ઠેકાણે યુકિતબંધ ગોઠવેલી સડકો સફાઈદાર સીધી, રાજય માર્ગ રમણીય અને રંગ બેરંગી, બજાર બોહોળાને બહુ રમણીયચીજોથી ભરપુર, ચોક ચોડા ચિતરેલાને ચિનાઈ ચીજોથી ચળકતા,હાટની હારો હજારોહસ્ત થી હસમુખી, ખાંચા ખુશકારક ને ખુબીદાર, ગલીઓ ગંદ-વાડ વગરની, વિશ્રામો વિવેકને વિનોદવાળા હતા.

નગરીમાં રાજાનું બંધવેલું શુસોભીત અને વિશાળ તળાવ હતું તેનું પાણી નિરમળને સ્વચ્છ હતું. તેની આ સપાસ પગથીઆથીકીનાર બાંધેલી હતી. અને કેટલીક જ ગાએ આરસની બાંધેલી બેઠકો હતી. ત્યાં આગળ ઘણી જાતનાં છોડ તથા વેલા ઉગેલા હતા. જેવા કે ચંપા ચંબે-લી, જુઈ, જાસૂદ, માલતી. હજારીગોટા, ડમરો, કેતકી, ગુલાબ, લજામણી વગેરે હતા. તેના પારદર્શક જળમાં રંગ બેરંગી માછલાં, મગર, દેડકાં, વીગરે બીજાં જળ-ચર પ્રાણીઓ માલમ પડતાં હતાં. પોપટ, મેના, કોયલ વિગરે પક્ષીઓ ત્યાં જોવા આવેલાના કાનને મધુર સ્વ રે કરીને અતિ હર્ષ ઉપજાવતાં હતાં.

તે નગરીમાં વિદ્યાનો વાસ હતો. ખેલાડી બાજીગર, જાદુગર, ભાટ ભવૈયા, ચારણ, મસ્કરા, ભાંડ, ભુવા, ગવૈયા, રૂષિ, જોગી, ફકીર, વિગરે પોત પોતાના કામમાં મશગુલ રહેતા હતા. જોષીઓ જોષ જોતા હતા.

વેદીયા વેદ ભણુતા હતા બ્રાહ્મણો યજ્ઞ કરતા હતા કોઇ મહા ભારતની તો કોઈ રામાયણુની કથા કહેતા હતા. વૈદો નાડ જોતા હતા. મોતીવાડામાં મોઘા મુલના મોતી વેચાતાં હતાં, દાણાપીઠમાં દાણાના મોટા ઢગલા કરી ફડીઆએ દાણાવેચતા હતા, સટા બજારમાં સટ્ટાવાળાએ ભેગા થઇને બજાર ગજવી મુકતા હતા. વેશિયાએ મનોહર રાગરાગણીઓથી અને સરોદા શરણાઇ તંબુરો વિગરેથી ગાયન કરી ઝાંઝરના ઝમકાર—પગના ઠમકાર—તથા બંગડીના રણકાર કરી લોકોના મનરંજન કરતી હતી, શાક બજારમાં કાછીઆએ " જઈના દોઢ શેર કર્યાં, કારેલાં જઇના દોઢશેર—એમ આદિ અનેક કાછીઆએ રાગડા તાણી રહયા હતા.

આ નગરીમાં જયશીંગભાઇ નામે શેઠ રહેતા એક પૈસાદર હતા. તેઓ બહુ સારાને ગુણુવંત હતા, તેમના ઉપર લોકોની પ્રીતી સારી હતી. તેઓ ધર્મ માર્ગે પૈસો વાપરતા. (ફીમેલએજ્યુકેશન ) સ્ત્રી કેળવણી તરફ તેમનું ઘણું વલણુ હતું તેમને એક પુત્રને એક પુત્રી હતાં. પુત્રનું નામ ચંદુલાલ ને પુત્રીનું સુભદ્રા હતું. તેઓ પણ તેમના પિતા જેવાં હતાં. બંને સ્વભાવે, રૂપે ને ગુણે સારાં હતાં, સુભદ્રા ઘણીજ રૂપાળી હતી. તેના હોઠ પરવાળા જેવા ને તેના દાંત મોતી જેવા હતા ને તેની આંખોની કીકીએ કાળી ભ્રમર જેવી હતી. આ નગરીમાં તેઓ હમેશાં સુખ ચેનમાં પોત પોતાનો કાળ નિર્ગમન કરતાં હતાં.



## પ્રકરણ ૧૩ મું.

આજે ભાદરવો (અગષ્ટ—સપ્ટેંબર) મહીનો ચાલતો હતો. વરસાદ થોડો થોડો દરરોજ પડતો હતો, અને સાત દિવસથી તો જરા પણુ ઉઘાડ થયો નહોતો. રસ્તાએ કચરાથી ભરપુર હતા. ગાડીના પૈડાંના ચીલા ફક્ત પાણી જવાને સારૂ નહેર તરીકે કામ કરતા હતા. આવે વખતે

જો આપણે બરાબર કાળજીથી ન ચાલીએ તો વખતે લુગડાં ઉપર મેલા પાણીના છાંટા પડે. ગામડાંમાં દરેક ઘરમાંથી ધુમાડો નીકળતો માલમ પડતો કારણ કે ખેડૂતો પોતાનું કામ જેમ તેમ પુરૂં કરીને અને વેપારી વર્ગ દુકાનનું કામ પુરૂં કરીને જેમ બને તેમ જલદીથી ઘરમાં ભરાઈ જતાને દેવતાની આસપાસ તાપવાને બેસતા. આવી વખત દીવાની આસપાસ ઘણી જાતનાં જીવડાં ઉડે છે. દેડકાંઓ ખુશીથી ડરાંડરાંના પોકાર મારે છે, અને કસારીઓનો તીણો અવાજ કાનને ભેદે છે. ગાયો, ભેંસો, બળદ, ઘેટાં, બકરાં વિગરે કોઇ પણ જાનવર બહાર માલમ પ'તું નથી અને માણસનું આવવું જવું પણ કેટલીક વખત બંધ થાય છે.

આવે વખતે એક માણસ કર્ણાવતી તરફ આવતો માલમ પડયો. તેની સાથે એક સિપાઇ છે.–બન્ને જણ રાત્રિના આશરે બારને અમલે તે ગામ તરફ આવતી ગાડીમાંથી શેહેરનો રસ્તો પકડી ઘણુજ ઉમંગથી જતા જોવામાં આવે છે. પેલા માણસનો પોશાક એક અમલદારને શોભા આપે તેવો પણ પરદેશીના જેવો હતો. તેથી એમ કદાચ માનવામાં આવે કે તે કોઈ ગામનો અમલદાર હશે. જો આપણે પેલા સિપાઇના ચપરાસ ઉપર જોઈશું તો તેમાં એમ લખેલું માલમ પડશે કે " Kausumbi state—" Nyayadhish's peon " આ ઉપરથી જરૂર જણાય કે તે કૌસંબીનો હશે અને પેલો અમલદાર પણ ત્યાંનોજ હશે. પ્રિય વાંચનાર ! આપને તો હવે તેની ઓળખાણ પડી હશે, અને ન પડી હોય તો જણાવું છું કે એતો આપણો ભગવાનલાલ છે–ઘણે વર્ષે પોતાની પ્રિયાને મળવા રજા લેઇ આવેલો છે. તે પોતાને ઘેર ગયો.–ઘેર જઈને ધાંટા પાડયા,

એટલે જેકોર સાંકળ ઉઘાડીને જોયું તો ભગવાનલાલને દીઠા તેમને જોઇને આશ્ચર્ય પામી તેથી તેણે પૂછ્યું "તમે અહીં ક્યાંથી?"

**ભગવાન**—હું હમણાજ આવુછુંને—

**જેકોર**—કેમ એ ચિતાં-કંઇ કાગળ બાગળ તો લખ્યોતો

**ભગવાન**—શું મારો કાગળ તમને નથી પોહોચ્યો? સૌ ખુશીમાં છે?

**જેકોર**—હા સૌ ખુશીમાંતો છે પણ—તમે ગયા ત્યારથી તમારો એક પત્ર અમને મળ્યો નથી.

**ભગવાન**—ગોપાળ ક્યાં ગયો? સમરત ક્યાં છે?

**જેકોર**—શેઠાણી જરા તમારી બીલકુલ ખબર નહીં મળવાને લીધે તમે ગયા ત્યાર પછી આશરે એકાદ મહીના પછી માંદાં થયાં છે.

**ભગવાન**—મને ત્યારે જઇને મારી પ્રિયાને મળવા દે. એમ કહી તેની પથારી પાસે ગયો. (તે ગયો કે તરતજ સમરત બેઠી થઇ.)

તેના પ્રિય ભરથારને જોઈ હર્ષે ઘેલી ચિત્તભ્રમ બની ગઈ. તે માંદી તો હતી ને તેમાં વળી આ વધારો થયો તે જોઈ ભગવાનલાલ અતિ દુઃખી થયો.

ભગવાનલાલ કૌશંબીનો ન્યાયધીશ બન્યોછે. ને અહીં આવ્યો છે તે વાત આખા ગામમાં ફેલાઈ. તેના મિત્રો તેને મળવા આવ્યા. પણ તેમનાથી તેના દુઃખમાં કંઈ ઘટારો થયો નહીં.

સમરતે હવે જીવવાની આશા છોડી દીધી. તેણે જેકોરને કહ્યું "બેન, તેં મારી ચાકરી કરી છે તેનો બદલો હું શી રીતે વાળીશ? તારો ઉપકાર કદી વળાય તેમ નથી. છતાં છેવટે તસ્દી આપુછું કે આ ગોપાળને તું જીવે ત્યાંલગી સ

ભાળજે." આજ તેના છેલ્લા શબ્દો હતા. પછી તે મુંગી રહીને બીજે દિવસે સૌને રોતાં કકળતાં મુકી પોતાની આંખો હમેશને સારૂ મીંચી આ ફાની દુનિઆનો ત્યાગ કર્યો.

સમરત મરી ગઈ તે વખતે ભગવાનલાલ ને ઘણું લાગ્યું. બૈરાં ખૂબ જોશ બંધ કુટવાલાગ્યાં. પુરૂષ પણ પોકે પોક મુકી રોતા હતા. આવે વખતે ગમે તેવો ધીરજવાળો હોય તેનું શું ચાલે!–સ્ત્રીઓના પરજીઆ સાંભળીનેજ તેની છાતી ભેદાઈ જાય. ભગવાન જોકે ધીરજવાળો હતો તો પણ તેનાથી આ વખતે ધીરજ રખાઇ નહીં અને ખુબ રડવા લાગ્યો.

—શિખરણી.—

"અરે રે કયાં ચાલી દુ:ખ કરી અતિ તું દુ:ખ હરા,
સહૂ સ્વપ્નુ સાચે, તુજ વિરહ સૂનો પ્રિયકરા;
મટી ભોગી જોગી, થઈ ટળવળીશ હુ તજી અતિ,
અરે કયાં જૈ બેઠી, સુશિલ સદગુણી સત્યવતી!
હતી તું જ્યાં સુધી, સકળ સુખ મૂને બહુ હતું,
હવે તું જાવાથી, દુ:ખ દુખ અતિ આગળ થતું;
દરિદ્રી હું થાતાં, અધિક અથડાતો જગપતી,
અરે જૈ કયાં બેઠી, સુશિલ સદગુણી સત્યવતી!
નહીં તેં કો દીને, રિસાઈ જઈ ગુસ્સો પ્રિયકર્યો,
સદા આજ્ઞા માની, ભવ સુખ થકી નિશ્ચયભર્યો;
ચિતા પેરે દાઝું, અરેરર ચિન્તે ભગવતી,
અરે જૈ બેઠી કયાં, સુશિલ સદગુણી સત્યવતી?!
પુરા પાંચે માસે, મુજ પરમપ્યારાં ત્રણગયાં,
સાસુ સસરો પ્યારી, સટકી સહુ સર્વે શિદગયાં;
ગયાં છો શું સંપી, અધિક સુખ દીધું બળપતિ,
અરે બેઠી જૈ કયાં, સદગુણી સુશિલ સત્યવતી ?!!

અરેરે!! ઓ ભગવાન—

"ઓધવજી સંદેશો કેહેજો સ્યામને"

અરે ઓ કરૂણા સાગર આ તુજ કોપશો,?
બક્ષ્યું સુદર રત્ન કરીને વ્હાલજો;
પાછું તેં કેમ છીનવી લીધું મુજથી,
એ તુજને નવ ઘટેરે, ઓ દયાળજો. અરે—
ઓ પ્રભુ, ઓ કરનાર, તુજને શું વદું,
શીશ નામીને કહું છું ઉરથી એમજો;
ક્ષમા કરીને માફ કર મુજ પાપરે,
શેવક થઇને મેળવું તારો પ્રેમજો. અરે—
નિર્બળ અશકત અતિશય હું છું આ ઘડી,
તરણાથી તો નિચો હું છું આપજો;
અભિમાન તો નવ ધરૂં હું અંગમાં;
કોણે મારી સ્ત્રી મુજ ઉપર ધાવજો—અરેરે."

અરે !! આવા ત્રાસદાયક પરિણામની મને જરા પણ ખબર પડી હોતતો હું પરદેશથી શું કરવા અહીં આવત? અરેરે! હું જ્યારે અહીંથી ગયો ત્યારે તેનું-હૃદય કેવું કંપતું હતું !?! અરે ! મને કેવી કેવી સારી શિખામણો આપતી હતી?—અને જૂદા પડતાં પેહેલાં તેનું પ્રેમ પૂર્વક આલિંગનો—તેનો સ્નેહ—તેનાં અશ્રુપાતો—હવે મને યાદ આવી મારૂં અતઃકરણુ ભેદીનાંખે છે. અરે હવે મારા પ્રિય ગોપાળનું શું થશે? મોશાળમાં હવે નથી મામો કે નથી મામી—સર્વે ત્યાં પરવાર્યું—રે! આવર્ષ તે કેવું કહેવાય? પાં-ચજ મહિનામાં સાસૂ, સસરાનો જીવ લઈને જાણે તેનાથી ન રહેવાયું હોય તેમ આને પણ લેતાં ગયાં!! રે જમ તને શું કહેવું. રે રે હવે શું કરવું—(મૂર્છામાં પડેછે).

આવખતે ગોપાળ ત્યાં આવી પહોચેછે—પિતાને મૂ-ર્છામાં જોઇ પોતે—રૂવેછે—પાણી લાવી શાંત કરી તે કહેછે, પિતાજી આપજ અમને શિખામણ દેતા હતા કે

મુવા કેડે રોવું ૧ તે બહુજ ખરાબ છે. ને આપજ કેમ આમ કરોછો ? પેલા પ્રાણજીવન મરીગયા' અને બાયડીઓ કુટતી હતી ત્યારે તમે શું કહેતા હતા ? પિતાજી આપને આ ઘટીત છે? વળી ગીતામાં પણ પિતાજી આપ જેવું કહેતા હતા તેવુંજ કહ્યું છે.

अंतकालेचमामेव, स्मरन्मुकलेवरं,
यःप्रयातित्यजन् देहंसयातिपरमांगति.

**અર્થ**—જે માણસ પરમેશ્વરનું સ્મરણ કરતાં મરેછે તે ઉતમ ગતિ પામેછે. માટે તે વખતે જો તેની આગળ ઈશ્વર ભજન કર્યું હોય તો તે ભગવાન પામ્યા વગર રહે નહીં માટે મરનારનાં સગાંએ પ્રભુની અકળ માયાને સંભારવાં—રડવા કુટવાનુ દૂર મુકવું.

---

૧ ભગવાનલાલે કરેલો ઉપદેશઃ—

સર્વ કોઈ જાણે છે કે નામ તેનો નાશ છે—જેને જન્મ છે તે જરૂર મરેછે નિયંતાએ આ દુનિઆમાં કોટાધિકોટિ જીવ પેદા કર્યાછે, તે સર્વેને જો મોત નહોતતો તેઓને સૂવા બેસવાની કે ઉભાં રહેવાની જગ્યા મળી શકત નહી. કેમકે જે છે તેમાં નવા નવા જીવ ઉત્પન થઇ તેમાં વધારો કરે છે પણ જગ્યાનો કંઈ વધારો થઇ શકત. નહીં. માટે પરમકૃપાળુ પરમેશ્વરે જેનો જન્મ તેને મરણ કરવામાં અપાર ડહાપણ વાપર્યું છે. એમ છતાં જે મરે તેને સારૂ આપણે કેમ દીલગીર થવું જોઈએ. અકસ્માત મરણ આગળ આપણે નીરૂપાય છીએ ખરા પણ જે માણસ કેટલાક દીવસ સુધી માંદગી ને દુઃખ ભોગવી મરી જાય છે તેમની પ્રત્યે તેમના નિકટના સગાંવહાલાંનો ધર્મ છે કે તેમણે તેનું ઔષધ અને બનતી ચાકરી કરવી. પણ આવે વખતે કેટલાક માણસો તેમના રોગનો કંઈ ઉપાય લેવાને બદલે રોવા કુટવા મંડી જાયછે. આમ કરવાથી પેલાના

આવી રીતે જો કે ગોપાળે પોતાના પિતાનું મન વાળ્યું તો પણ અંદરખાનેથી બંને જણ બહુ દીલગીર થઈ જતા. ઘણી ખરી વખત ગોપાળ પંડે તેની પાસે રેહેતો હતો ને તે ઘરમાં જો કવચિત ન હોય તો જેકોર પોતે

---

દુઃખમાં વધારો થાયછે—પોતે પણ તેની જોડે માંદો પડેછે અને માંદાની ચાકરીમાં અંન્ત વખતે ખપમાંઆવતોનથી.

મરનાર માણસ જ્યાં સુધી હુશીઆર હોય છે ત્યાં સૂધી પોતાને થતું દુઃખ તથા અડચણો કહેછે, પણ જ્યારે દુઃખમાં ગરકાવ થાયછે ને તે વખતે તેનાથી બોલાતું નથી ત્યારે તે બાપડાને જમીનપર નાંખી વધારે દુઃખ દેછે. વળી તેને ઠંડા કે ઉકળતા પાણીથી નવરાવેછે. આમ કરવું તે તેનો અધુરે જીવ લેવો તેવું થાયછે.

વળી આપણે પણ આ નાશવંત ક્ષણભંગુર ફાની દુનિયા છોડી એક દિવસ ચાલ્યા જવાના છીએ, એવું જાણવા છતાં અમર્યાદપણે પોતાને અઘટીત રીતે જાહેર દીલગીરી બતાવવી એ કેવી મૂર્ખાઈ છે! આના જેવી ગાંડાઈ તે બીજી કઇ હશે?

વળી કેટલાક તો લોકાચારને લીધે ગરૂડપુરાણ વાંચવા બ્રાહ્મણ બેસાડે છે પણ તે ભેંશના આગળ ભાગવત પ્રમાણે સાંભળે છે અને કંઈ સાર ગ્રહણ કરતા નથી. વળી આપણા શાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ—

**श्लेश्माश्रुबांधवैर्मुक्तंप्रेतोभुंक्तयतोवशः ।**
**अतोनरोदितव्याहिक्रियाःकार्याःस्वशक्तितः॥**

મરનાર પાછળ તેનાં સગાં વહાલાં રડી કૂટીને જે આંસુ અથવા લીંટ પાડેછે તે મરનારો પ્રેત રૂપે ખાયછે. કારણ કે તે તે વખતે પરવશ હોય છે.

તેની પાસે બેસી રહેતી. આમને આમ ઉપર કહ્યા પ્રમાણે થોડા દિવસ ચાલ્યું ને પછીથી સ્વાભાવિક રીતે સમરતનો પ્રેમ વિસારે પડવા લાગ્યો.

**" દીન ગણંતાં માસ વરસે આંતરિયા**
**સુરત ભૂલિ 'સાહિબિ' નામે વિસરિયાં"**

થોડા દિવસ ગયા પછી એક દિવસે ભગવાનલાલે કહ્યું જેઠાર તમને મારો કાગળ સરખો પણ પહોંચ્યો નથી?

---

**ચાબખા.**

શિદને મુઆ કેડે કુટિ રૂઓરે, જરિયે વિચારી ચિતમાં જુઓ.
કુટિયે રડિયે તો મરનારો, પામે નરકનો કુવો;
ગરૂડ-પુરાણમાં લખિયું એવું, વાંચીને સંશય ખુયોરે.
શિદને મુઆ કેડે. ૧
સંસ્કારાધિન સર્વ મળ્યા છે, કાકો, મામો કયાં ફુવો;
સમય થતે સૌ સૌતો સિધાવે, સમજી આંસુ લુઓરે.
શિદને મુઆ કેડે. ૨
શોક તજો સંતોષ આણીને, મરનાર તેતો મુઓ;
પાછળપરમેશ્વર ભજી જો, સુખેથી લક્ષ્મીબાઈ (કહે) શુઓરે.
શિદને મુઆ કેડે. ૩

વળી—

**દોહરો.**

મોત ન મેલે કોઈને, ખુશી ધરો કે ખેદ;
તો દિલગીર દિલ શિદ થવું, ઉરમાં ધરો ઉમેદ. ૧
પડયું જગત મુખ કાળને, કેડા મોર જનારે;
ઘંટીને ગાળે પડયા, દાણા લોટ થનાર. ૨
ધાણી ફુટે તાવડે, ઘાણી તેલ પીલાય;
પ્રાણી એમ પલક પળે, જાણી જો મરિ જાય. ૩
ખાતાં ભોજન ભાવતાં, રાતા માતા રૂપ;
જાતા જોયા જમપુરે, ભાતા વિણ બહુ ભૂપ. ૪

જવાબમાં 'ના' મળી તેથી વળી પૂછ્યું ત્યારે ગોપાલના નામની સહી કોણ કરી આપતું હતું.!

જેકોર આ સાંભળી ઘણુંજ આશ્ચર્ય પામી, ને બોલી, કાગળ શેનો ને સહી શેની ? કોણે સહી કરીછે? આ રહ્યા ગોપાળ પૂછો એને–ગોપાળે પણ કહ્યું કે હું પણ કંઈ તે બાબત જાણુતો નથી. પણ મુદ્દામાં એટલું તો મળ્યું કે ગીરધર પાસે કેટલાક કાગળો હતા–આવતા હતા–તેના તેને રૂપિઆ પણ મલતા હતા–પણ,—

આથી અધિરા ભગવાને પૂછ્યું, તેની પાસે શેના આવતા હતા ? **જેકોર**—તેનો કાકો પૈસા મોકલતો હતો એવું તેનું તથા લલિતાનું કોઈ કોઈ વખત કહેવું થતું–

કોઈ ક્રોધાંધ સિંહ જેમ એકદમ ગુફામાંથી ઉઠી ઉભો થાય તેમ આપણો ભગવાન પણ આ વખતે ઉભો થયો–કારણ કે–તે જાણુ તો હતો કે તેના કાકાનેજ ખાવાનું મલતું નથી તો તે શી રીતે પૈસા મોકલી શકે?— "એ અસંભવિત છે–ઠીક છે; હવે એની ખબર લઉંછું"– એમ બોલવા લાગ્યો-બોલતો બોલતો બહાર ગયો—પોસ્ટ ઓફીસમાં જઈ ખબર કહાડી તો પક્કે પાએ માલમ પડ્યું કે એ રૂપિઆ જરૂર ગોપાળના નામે ગીરધર લઈ ગયોછે.

## પ્રકરણ ૧૪ મું.

ચંદુલાલને ગોપાળના ઘરથી ઇંગ્રેજી સ્કુલ થોડે દુર હતી તેઓ બંને એકજ વર્ગમાં હતા. તેથી તેઓ એક બીજાને ઘણું સારૂંઓળખાણ હતું. એક દીવસે સાંજે બંને નિશાળેથી સાથે જતા હતા. તેવામાં વરસાદનું એક સખત ઝાપટું પડ્યું. ગોપાળ પાસે છત્રી ન હતી તેથી ચંદુ ગોપાળને પોતાને ત્યાં તેડી ગયો ને પોતાની છત્રી આપી ચાકર જોડે મુકવા મોકલ્યો. ગોપાળ ઘેર જઈ પોતાની ઓરડીમાં ગયો ત્યાં તેને

જેકોર મળી. તેણે પૂછ્યું "ગોપાલભાઈ આ નવી છત્રી કોની છે? " ગોપાળે કહ્યું પેલા ચંદુલાલ શેઠની. **જેકોરે**—ત્યારેએ બહુ સારા આદમી દીસેછે. ઇશ્વર તેમનું સારૂ કરો !

ગોપાળના ગયા પછી ચંદુએ પોતાનો ચાકર (રામદાશ પટેલ) હતો તેને બોલાવીને પૂછયું કે "એ કેવો સારો છોકરોછે? તને કેમ લાગેછે."

**રામદાસ**—તે દેખાવનો નમ્ર, ભલો, ને શાંન્તી ગુણ ધરાવનાર લાગેછે, પણ અંદરના ગુણતો માહાદેવજી જાણે.

**ચંદુ**—તને કોઇને વગર ઓળખાણે ભરૂસો પડતોજ નથી.

**રામદાસ**—ના, ના, ભરૂસા ઉપર નહીં; તેનું નામશુંછે?

**ચંદુ**—તેનું નામ ગોપાળ છે, તેની સ્થીતિ હાલતો નબળીછે પણ પે'લાં એના બાપદાદા ઘણાંજણા તાલેવંત હતા. એ હાલમાં બહુ ગરીબછે, [ મને એના ઉપર દયા આવેછે ) તેથી આપણે તેને અહીંયાં રાખવોજોઇએ એવોનિશ્ચય કરીને તેણે પોતાના પિતાને તે વિષે કાગળ લખ્યો. તેના પિતાએ ઘણી ખુશીથી હા કહી.

કાગળનો જવાબ આવ્યોકે તરત પોતાના ચાકરને ગોપાળને ત્યાં તેડવા મોકલ્યો. ગોપાળે કહ્યુંકે "હા, હું આવુંછુ તમે જતા થાઓ."

ગોપાળે વિચાર્યુંકે એને છત્રી વાસ્તે તેડવા મોકલ્યો હશે, એમ ધારી તેમની છત્રી લેઈને ચંદુલાલને ઘેર ગયો ને છત્રી ચંદુલાલના મોં આગળ મૂકી-

**ચંદુ**—મેં છત્રી સારૂ નહોતો મોકલ્યો, પણ બીજું કંઈ કામ હતું. જે બોલતાં મને શરમ આવેછે.

**ગોપાળ**—જે કામ હોયતે કહો, હું તે બજાવવાને તત્પરછું જરા પણ શરમ રાખશો નહીં, જે હોયતે જલદી કહીદો.

એટલામાં ચાકરબીડી સળગાવીને લાવ્યોનેચંદુને આપી. તે પીતાં પીતાં ચંદુએ વિચાર કર્યોકે વાત શી રીતે ઉપાડવી.

બીડી પીતાં પીતાં બીજી બીડી તેણે ગોપાળ તરફ ધરી ગોપાળે તે ન પીતાં નીચે મુકી.

**ચંદુ**—તમે બીડી કેમ ન પીધી? કેમ તમે નથી પીતા?

**ગોપાળ**—ના. સાહેબ હું પીતો નથી કારણ કે તેનાથી ઘણાં ગેર ફાયદા થાયછે.

**ચંદુ**—શા ગેરફાયદા થાય છે; મને તો તે માલમે નથી? મને કહો તો ખરા.

**ગોપાળ**—ઠીક ત્યારે સાંભળો.

"તબાકુ એ કેફી બુટ્ટીછે, તે ખાવા પીવાને સુંઘવાના ત્રણ કામમાં વપરાયછે, તે ત્રણે વ્યસન ખરાબ છે. કેટલાક તેના ખોટા ગુણ ગાઈને પોતાના મિત્ર કરવાને બીજાને પોતાની માફક ટેવ પાડેછે તેઓ કહેછેકે ખાવાથી ને પીવાથી પાચન શકિત વધેછે, ને પાણી વિકાર મટેછે, તથા તે સૂંઘવાથી મગજ તર થાયછે, ને આંખની ગરમી ઉતરી જાયછે, માથાંના દરદ બંધ પડેછે, તથા સુસ્તી જતો રહી જાગૃતી આવેછે. પણ બીજા દુર્ગુણ જેવાકે દારૂ, ભાંગ અફીણ, વિગેરેની માફક તેની માઠી અસર તરત માલમ પડતી નથી તેથી ઘણાક તે ટેવ પકડેછે પણ પાછળથી જ્યારે તેના ગુલામજ થઈ પડેછે ત્યારે બહુ વિમાસે છે, કેમકે એ ખાવાને લીધે અન્નને પાચન કરનાર મોંની અમીં થુંકની સાથે બહાર કહાઢી નાંખવામાં આવેથી એ વ્યસન પાચન શક્તિને વૃદ્ધિકરવાને બદલે તે જઠરા અગ્નિને મંદ કરેછે અને તેથી અન્ન થોડું ખવાવાથી શરીર દિન પરદિન ગળતું જાયછે. મોં ગંધાયછે તેથી કોઈ સારૂં માણસ તેની પાસે બેસતું નથી. વળી એને જ લીધે દાંત કોહી જવાથી પીળા થઈને પડી જાયછે. માટે કોઇએ દાતણ કરતી વખત દાંતે છીકણી કદી ઘસવી નહીં. વળી ખાધાથી વારંવાર સભામાંથી કે ઘરમાંથી પણ થુંક

વા ઉઠવાની જરૂર પડેછે. વળી તેને બીડીમાં કે ચલમમાં પી
વાથી પણ એવી લત પડી જાયછે કે જ્યારે તે પીએ ત્યારે
જ જંપ વળે કે કામ કરવું સુજે; વળી તેથી કાળજે ચાં-
દી પડેછે અને ગળફા તથા ક્ષયરોગ થાયછે. વળી જે સુંઘેછે
તેનું નાક ખરાબ થઈ દુર્ગંધ મારેછે. અને "ખાય તેનો ખુણો
પીયે તેનું ઘર ને સુંઘે તેનાં લુંગડાં એ ત્રણે બરોબર" એ
કહેવત પ્રમાણે કરવું પડેછે ને થાયછે પણ તેમજ. વળી
શાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ—

पीतायेन तमाकू वैनरेण भविनारद
कूतस्तेन स्यदेहस्य, जन्म वैम्लेच्छ संभवः॥

બ્રહ્માએ નારદને કહ્યું કે જેણે ભુતળમાં તંબાકુ પીધો
તેનો જન્મ ભ્રષ્ટ જાણવો

(અર્થાત તેઓ બધા રૈરવ નર્કની શિક્ષાને યોગ્યછે.)

તો તંબાકું કરતાં વધારે કેફીને નુકશાન કારક વસ્તુઓ
જે લોકો વાપરેછે તેમના જન્મારા વિશે તે વળી શું કહેવું!!
માટે સઘળાએ દરેક જાતના વ્યસનથી દૂર રહેવું જોઈએઃ "

**ચંદુ**—હા તમારૂં કહેવું મને બરોબર લાગેછે હું હ
વે આજથી બીડી કે કોઇ પણ જાતનું વ્યસન નહી કરૂં.

આમ ચંદૂ બોલતો હતો તેવામાં ગોપાળની નજર તે
ની લાઈબરેરી ઉપર ગઇ. ચંદૂએ તે તક જોઈને વાત ઉપા
ડી કે ગોપાળ તમારે જે ચોપડીઓ જોઈએ તે બેલાશક લ-
ઈ જજો.

**ગોપાળ**—તમારા ખપમો આવે તેવી ચોપડીઓ હું
નહીં લઉં. તમારે જેનો ખપ ન હોય તે મને આપશો તો
મોટો ઉપકાર થશે.

**ચંદુ**—પણ તમે અહીં રહો તો કેવું સારૂ કે મને
શીખવી શકાય!

**ગોપાળ**—તમારે તો ઘણાએ શીખવનારાછે. મને ત મારા કરતાં વધારે ક્યાં આવડેછે?

**ચંદુ**—તે સારૂ હું નથી કહેતો પણ આપણે બે સાથે બેશીને અભ્યાસ કરીએ તો ઠીક. બે સાથે હઈયે તો ઠીક થાય. ગોપાળ કંઇ બોલ્યો નહીં. તેથી ચંદુએ પૂછયું કેમ શો જવાબ દોછો?

**ગોપાળ**—હું એકલો નથી,મારી સાથે મારૂં એક સગું છે.

**ચંદુ**—તમારે કયું સગું છે.?

**ગોપાળ**—મારી માને એક જેકોર નામની ચાકરડી હતી. તેણે મને ઉછેરીને મોટો કર્યોછે તેને મારી મા જેવી ગણુંછુ. મારી મા મરતી વખતે મને જેકોરને સોંપતી ગઈ છે. તે વખતથી હું જ્યાં જ્યાં જાઉછું ત્યાં ત્યાં તે મારી સાથેજ રહેછે. જો તે એક બે દિવસ મને ન જુએ તો મરી જાય.

આ સાંભળી ચંદુની આંખમાં આંસુ આવ્યાં. આજ વખતે પેલા રામદાસ પટેલ અંદર આવ્યા, તેણે ચંદુને પૂછયું કે એ આપણા ઘરમાં કયારે રહેવા આવશે? ચંદુએ (જેકોર વિશેની) તેને બધી વાત કહી. તેણે કહ્યું કે આપણે એક ચાકરડી જોઇએ છીએ. જો જેકોર ઘરનું થોડું કામકાજ કરશે તો આપણને બીજી રાખવાની જરૂર નહીં પડે. પછી તેઓ નિશાળે ગયા, નિશાળેથી આવ્યા પછી ગોપાળે ચંદુને ત્યાં રહેવા વિશે જેકોરને પૂછયું. જેકોરે કહ્યું જેવી તમારી મરજી. પછી બંને જણ ચંદૂને ત્યાં રહેવા ગયા.

## પ્રકરણ ૧૫ મું

આજે દિવાળીનો સૂપર્વ હતો. વેપારી લોકો પોતાના માલની તપસીલ કાઢતા હતા. તથા લેણાં દેવાં ચુકવામાં ગુચાયલાં નજરે પડતા હતા- નિશાળીઆઓ નિશાળમાં રજા હોવાથી સૂંદર ભપકાદાર લુંગડા પેહેરીને ગામ તેમ આ-

ચડતા—ફરતા માલમ પડત્તા હતા. તથા કોઇના હાથમાં ફ-ટાકાની પેટી તો કોઈના હાથમાં છુટી લુમખો હતી. કેટલા કતો રમકડા લઈ આમ તેમ ફરતા મ ાલમ પડતા હતા. રાત્રે દીવા હારોહાર, ગોખલે ગોખલે તથા છજ્જે જરૂખે જોવામાં આવતા. કોઇ તાલેવનના ઘરે તથા દેવળ ઉપર ના ઘુમટ ઉપર ગોઠવેલા દીવાની હારોનો દેખાવ લંકાપૂરીને નજર આગળ ખેંચી લાવતો. આવે વખતે શેહેર તથા ગમે તેવું ગામડું શોભાયમાન દેખાય તો આતો રત્નપુર હતું એટલે બાકી શું ?

આપણા ચંદુને અને ગોપાળને નિશાળમાં આજે રજા પડી હતી. દરેક માણુસ આવા શુભ ટાણે સ્વદેશ જાયછે. તેમ ચંદૂને પોતાને ઘેર જવાનું મન થયું. તેથી તેણે ગોપાળને પૂછ્યું " ગોપાળ તમારે ઘેર જવું છે ? અને ન જવું હોયતો મારી સાથે મારે ઘેર આવશો ? આપણે બેસતે વર્ષે ડંકાપૂરીમાં મેળો જોવાજઇશું. ગોપાળે ઘણી આનાંકાની સાથે આવવું કબુલ કર્યું; હું એક કે બે દિવસ પછી ત્યાં આવીશ. કેમકે મારા પિતાનો હાલમાં કાગળ આવવાની વકી છે. તમે આજ જાઓ જરૂર હું બે દિવસ. માં ત્યાં આવીશ " ચંદુ તે પ્રમાણે બીજે દિવસે ગાડીમાં ચડી બેઠો. ચંદ્રપૂર આવતા ઉતરી પડયો-પિતાને તથા પ્રિય બહેન તથા પ્રિય પત્નિને આંખના અણુસારથીજ મળી ને દાદીને મળવા ગયો-દાદીને મળ્યા પછી થાકયો પાકયો જમીને સૂઇ ગયો.

સાંજરે વાળું કરતાં કરતાં વિચાર થયો કે (સર્વનો એકત્ર તેમાં ચંદુનો ભિન્નમત હતો) આવતી કાલ સવાર માંજ અહીંથી ડંકાપૂરી જવું. બિચારા ચંદુને પણ તેની સાથે જવું પડયું-પણ જતાં જતાં પોતાના પિતાને ગોપાળને

ત્યાં સારી સગવડ કરી મોકલવાને કહેવા ચુકયો નહીં. ત્રીજે દિવશે ગોપાળ ચંદ્રપૂર આવ્યો. સ્ટેશન ઉપરથી ગાડી ભાડે કરી ઘર પૂછતો પૂછતો ચંદુને ઘેર આવ્યો કેમકે તેણે તેનું ઘર જોયેલું નહીં હતું. અહીં આવી ગાડીમાંથી ઉતરી જુવે છે તો ઘરમાં માત્ર જયશિંગભાઈ [ ચંદુના પિતા) સિવાય કોઇ નહોતું. તેમણે જણાવ્યું કે ચંદુ પરમ્ દિવસેજ ડંકાપુરી ગયો છે. મને કહેતો ગયોછે કે કોઈ ગોપાળ નામનો મારો મિત્ર આવે તો તેને ત્યાં મોકલજો પણ તેમને આજ કે કાલ પાછાં આવવાનો સંભવછે. તથાપિ તમે ખાસ યાત્રા કરવા અતરે આવેલા છો, તો હું તમને જવાની સગવડ કરી આપું છું. તમે ડંકાપુરી જાઓ ત્યાં તમને ચંદુ મળશે એમ કહી એક ઘોડો ભાડે કરી આણ્યો અને તેને ડંકાપુરી યાત્રા કરવા રવાને કર્યો.

ડંકાપૂરી જતાં રસ્તામાં એક ગાડીની ધરી ભાગી ગઈ હોય તેમ માલમ પડયું ,આ ગાડીમાં ત્રણ સ્ત્રીઓ તથા ગાડીવાન સિવાય કોઇ બીજું ત્યાં નહોતું. તેથી તેને બાંધવા કરવામાં મદદ કરવા કોઈ આવતા જતા વટેમાર્ગુની તેઓ રાહ જોતાં હતાં. એટલામાં ગોપાળ ત્યાં જઈ પહોચ્યો. ગોપાળ પેલી ગાડી ભાગેલી જોઈ તેની ( ગોપાળની ) સાથેના ચાકરને તેને મદદ કરવાને કહ્યું. અને પોતે ઘોડો દુર છાંયડે લઇ જઈ થોભાવી ઉભો રાખ્યો. આ વખતે તેની નજર પેલી ત્રણ સ્ત્રીઓ તરફ ગઇ. આ સ્ત્રીઓમાં એક વૃદ્ધ તથા બે જુવાન દેખાતી હતી–પેલી બે જુવાન તરફ નજર કરતાં માલમ પડતુ કે,તેમાંથી એક પરણેલી તથા બીજી લગ્ન યોગ્ય પ્રૌઢા તેર વર્ષની હતી. આ છેલ્લી તરફ જોતાંજ ગોપાળને કંઇ વિલક્ષણ ભાવ ઉત્પન્ન થયો. આ સ્ત્રીનું મોં નાજુક હતું તથા તે પર બે હોઠ પરવાળાના માફક આવી રહયા હતા

જ્યારે તે મંદ મંદ હસતી ત્યારે તેનાં દાંત સમાકાર ધોળા મોતીના દાણાના જેવા દેખાતા હતા. તેના નાકની ખુબી જોઇ નેજ પોપટ શરમાઇને માળામાં પેશી જતા હતા. તેની આંખો જરા લાંબ ધાટી તથા સ્વભાવિક રીતે જરાક કાળી હતી અને વળી આજે અધુરામાં પુરૂં કાજળનુ અંજન કર્યું હતું, તેથી તે એવી તો કાળી તથા વિષયથી ભરપુર દેખાતી હતી કે જેના ઉપર તેની -દષ્ટી પડતી તેમની છાતીમાં કામ રૂપી ધા વાગ્યા વિના રહેતોજ નહીં. આપણો ગોપાળ આ સઘળું નિહાળી હર્ષઘેલો તથા ચિતભ્રમ (ગાંડા) જેવો થઈ ગયો. પોતે કયાં છે, જમીન પર છે કે ઘોડાપર બેઠોછે કે ઉભોછે તેનું તેને ભાન ન રહ્યું. તે બોલ્યો, અહો કોમલાંગી! તેં આજે જે મારૂં સઘળું મન હરણ કરી લીધુંછે તે હું તને મોટી ખુશીથી અર્પણ કરૂછું. પણ હું તારૂં મન હરણ કરી શકયો નથી તેથી ઘણો દિલગીરછું. વળી તેના લલાટ તથા કેશ તરફ વારે વારે જોઇને બોલ્યોઃ—

### વસંત તિલકા

બેઠો શું શેષ[1] શિરરે ઉપર ફેણ વાળી!
નાના કિધો અલક એ બહુ પુષ્પ ધાલી!!
કયાંથી લલાટ વચમાં શશિ જો પ્રકાશે!
નાના નહિ મન હરા તણું મુખ ભાસે!!?"
સોળે કળા પુરણ ચંદ્ર પ્રકાશ મૂખ,
જોતાંજ થાય અળગા ત્રણ વિધ દૂઃખ;
સૂંવાળું નિકળ્યું કપાળ વિશાળ સારૂં,
શું સપ્તમી શશિ અધો મુખ વક્રવારૂ.
આકાશમાં જયમ દિપે અવકાશ ગંગા,
સેંથો શિરે ધવલ આવી રહયો અનંગા;

---

૧ શેષનાગ ૨ મસીક

છે કાળિનાગસમ વેણી વિશાલ સારી,
જોવાથી જોગી જનને પણ મોહકારી.
શી ? કાળિ એ ભ્રમર વાંકિ વળેલિ ટેવે ?
જાણે ધર્યું ધનુષ તે કર કામદેવે;
ડોડોળિ આંખ અતિ ચંચળ કીકી કાળી,
તે છેક કાન પરિયંત પુગી અન્યાળી.
સૂરેખ પાધરૂ નમેલું અણીથી નાક;
શા ! લાલ એ અધરના રમણીક ભાગ.
દાંતોનિ પંક્તિ વળી ખંજન ગાલમાં એ,
સૂમંદ હાસ્ય કરતાં ચિત ચોરી રાખે.
ગૂલાબ એ ફુલીત ગાલ પુરી પ્રફૂલી,
છે કાળું છુંદણું મનોહરતા અમૂલી;
નાજુક કંઠ નળિ પાન જણાય ચાવ્યું,
હાથી તણા શિશુની સૂંઢ સમાન બાહુ.
ગોરાટિ આંગળિ મનોહર વિંટી વાળી,
તારા સમી નખનિ તેજી દિપે રૂપાળી;
વીશાળ છાતિ ભરિ પાતળિ કેડમાંથી,
નીતંબ ગોળ ગમતાં ઘુમતાં રહ્યાથી;
ચાંલ્લો લલાટ વળિ મોતિનિ માળ કંઠે,
આંજે ઝીણાં નયન નિવૃતિ ભાવ વંઠે;
વાળીનું મોતિ અધરે અડકે પ્રમાણે,
ઝર્પી ઉઠેલું અધરા મૃત બિંદુ જાણે.

જેવી રીતે ગોપાળના મનમાં પેલી સ્ત્રી તરફ જે લાગણી ઉત્પન્ન થઇ તથા તેનું હૃદય જેવું પ્રેમથી બની રહ્યું હતું, તેવીજ રીતે પેલી સ્ત્રી જેનું નામ સુભદ્રા હતૂં તેના મનમાં પણ થયું. તેના મનમાં પણ ચમત્કારિક લાગણી પેદા થઇ. ગોપાળનો ચેહેરો મનોહર તથા વદન હાસ્યયુક્ત

હતો. વળી તેના મુખની લાવણ્યતા, તેના બદનની ગૌર્યતા તથા ચાલની ચંચળતા વિગેરે જોઇ એમ ધરાય કે તેનામાં અખુટ વિદ્યાનો ખજાનો ભરેલો હશે?

એટલામાં ગાડીની ધરી બદલી નાખી—કમાન ફરી બાંધી-ત્રણે સ્ત્રીઓ 'અંદર બેસો' કહેતાં વાંતજ એક પછી એક અંદર ચઢવા લાગી—પણ પેલી યુવાન સ્ત્રી ગોપાળના સામું જોઈ વારંવાર કંઈ— સાડીકે પાલવ ભરાયાનું મિષ કહાડી હળુજ તે તરફ જોઈ લેતી અંદર ન છુટકે બેઠી— અને બેસતાં બેસતાં પણ જાણે ગોપાળને તે પોતાનું મન અપર્ણ કરતી હોય એમ ફરીથી એકવાર કટાક્ષથી નાંખી જણાવ્યુ. ગાડી ચંદ્રપુર તરફ ગઈ—ગોપાળ તે ગાડી જ્યાં સુધી તેની દ્રષ્ટી મર્યાદા બહાર ગઇ ત્યાં સુધી તે તરફ એક ટશે જોતો સ્તબ્ધ ઉભો રહયો. અને છેવટે નિશ્વાસ નાંખી ડંકાપૂરી તરફ ચાલવા સરૂ કર્યું.

પેલી યુવા પ્રૌઢા સ્ત્રીએ પણ ગોપાળ તરફ જ્યાં સુધી પોતાની નજર પહોંચી ત્યાં સુધી તે તરફ એક દ્રષ્ટી માંડી જોવા લાગી— અને છેવટે તેણેજ ઉંડો નિસાસો મુકયો ને મનમાં બોલવા લાગી.

**કવિત**—

અહેં ખગરાજ જૈસેં, ચિરિયાં સુ બાજ જૈસેં;
કે હરી સુ ગાજ જૈસેં, પ્રાન નિક સાયકેં.
જલચર ઝપાટ જૈસેં, મીન મીન હાહ જૈસેં;
કીર પંખ ગ્રાહ જૈસેં, ફંદ ઉર ઝાયકે;
ભાગીરથી ગંગ જૈસેં, ધંટીક કુરંગ જૈસેં;
કુહિયા કુરંગ જૈસેં ભૂતળ ભ્રમાય કેં.
પ્રેમ બાન દે ગયો, ન જાણીએ કિતે ગયો;
સુંપંથી મન લે ગયો, ઝરૂખે દ્રગ લાયકે.
(પ્રવીણ સાગર)

ગરૂડ જેમ સર્પને, બાજ જેમ ચકલીને, મેઘની ગર્જના જેમ કેસરી સિંહના પ્રાણને કહાડી લેછે, મઘરમચ્છ જેમ જળમાં રહેનારા પ્રાણીઓને, મચ્છમાર જેમ માંછલાને, પંખ ગ્રાહ નામના શિકારને જાણનાર શિકારી જેમ પાસમાં ફસાવીને પોપટને, ભગીરથ રાજા જેમ ગંગાને, ધંટવળ નામના શિકારને જાણનાર જેમ હરણને, શિકારી પક્ષિ જેમ કાકા કૌવાને, જમીનના મેદાનમાં ફેરવીને ઝડપથી લઈ લેછે. તેમજ પ્રેમનું બાણ મારી ગયો–હું જાણતી નથી કે તે કયાં ગયો પણ તેના રૂપનું દર્શન દઈ ખુબસુરત પંથી મારૂં મન હરી ગયો હું તેના મુખનું દર્શન કયારે કરીશ. હવે મને કંઇ ચેન પડતુ નથી!!!

ગોપાલ પણ તેવી રીતે વિચારમાંને વિચારમાં ડંકા પૂરી આવી પહોંચ્યો હજુ પણ પેલી સુંદરીની આબેહુબ છબી જે તેના હ્રદયમાં કોતરાઇ હતી. તે નજરો નજર તેની આંખો સામે આવી ઉભી રહી. અહિં તેનો મિત્ર ચંદુલાલ મળ્યો ચંદુલાલે કેટલીક વાત ચિત કરી પણ પ્રેમઘેલા ગોપાળનું મનતો પેલી મુગ્ધ બાળિકામાં હતું. ચંદુલાલે જ્યારે મેળો જોવા જવાને પૂછયું ત્યારે તે બોલ્યો " મારૂં માથું દુઃખેછે, હુંતો નહીં આવું" એમ કહી પથારીપર સુઈ ગયો આમ તેમ આળોટતાં આળોટતાં ઉંઘી ગયો–ઉંઘમાં પણ તે સુંદરીની આ બેહુબ છબી તેની નજર આગળ ખડી થઈ. તે બોલવા લાગ્યોકે " હે મારા ચિતની ચોરનાર! કૃષાંગી! હવે હું તારૂં નાજુક બદ્દન જેની ઉપમા આ વેળા અપાય તેવી નથી તેને કદી મળનારજ નથી–જો કદી તું મને તારો હાથ આપેતો હું કદીપણ તારા શિવાય બીજાની સાથે પ્રેમની ગાંઠ ન બાંધુ–ખસુસ–નક્કી–ખચિત–ન હીંજ બાંધું. આ છેલું બોલતાં બોલતાં તેનો હાથપાસે પડેલી પેટી ઉપર પડયો–તરતજ તે જાગ્યો–ને પોતાના મનને વારવા લાગ્યો,

અરે મેં શી એવકુફાઈ કરી—જે સ્ત્રીની સગાઈ કોણ જાણે ક્યાં કરી હશે? અથવા નહીં કરી હોય તો કોની સાથે તે પરણનાર હશે મારી અરધા અંગના કરવાને લલચાઈ મોટું પાપ બાંધું છું—રે! રે! હું ઈશ્વરની અપ્રિતી થાય તેવું કર્મ કરૂંછું.

બીજે દીવસે બંને જણા પાછા ચંદ્રપૂર ગયા, અહીં ગોપાળે, જે સુંદરીએ ડંકાપૂરી જતાં મોહીત કર્યો હતો તે જ તેની દષ્ટીએ પડી,—જોતાં વાંતજ પ્રેમઘેલો બની ગયો—પ્રેમે મનમાં તર્કવિતર્ક લાવવા માંડયા—અહો ચારૂ ગાત્રી! તારા પ્રત્યેના મારા વિચારો મારા પોતાના અનુભવમાં સત્ય કરી તું ક્યારે ભાગ્યશાળી બનાવશે? તારા જેવી સુશીલ, રૂપવંતિ સ્ત્રી મળવી એ કેવી આનંદ દાયક વાત છે! પણ એવાં ધન્ય ભાગ્ય મારાં કેવાં! અરે હું જેના ઉપર મોહીત થઇ ગયોછું તે મારા મિત્ર ચંદુલાલ સાથે સંબંધ તો નહીં ધરાવતી હોય! આમ વિચારમાંને વિચારમાં તે છુપી રીતે આ યુવાન બાળિકાના સામું જોવા લાગ્યો'—પ્રિય વાંચનાર, આ સ્ત્રી કોણ હશે! તે જાણવાની ઉતાવળમાંતો હશોજ. એવી ઉતાવળમાં હો તેની કંઈ નવાઇ નથી! આ બાળા આપણા ગોપાલના પ્રિય મિત્ર ચંદુલાલની સગી બેહેન થાય. તેનું નામ સુભદ્રા હતું.—એક બીજા વચેનો પ્રેમ ધાઢો થયો—ક્રામે પોતાની સ્વતંત્રતા વાપરવા માંડી—બંનેને મદનાગ્નિ ઝાળે અતિ પીડા થવા લાગી—તેમાં સુભદ્રાને તો અતિશય પીડાકારી થઇ પડી. તેની ડાબી આંખ ફરકવા લાગી—તેના શરીરનાં રૂંવે રૂંવા ઉભાં થઈ ઝણઝણાટ થઇ રહયો—કામદેવે તેના શરીરમાં પ્રવેશ કર્યો—તેણે ગોપાળની ચોપડીમાં એક પત્રિકા લખી મૂકી દીધી—ગોપાળ આ ચોપડી હમેશાં વાંચતો હતો તે તેના લક્ષમાં હોવાથી તે તેમાં મુકી—બીજે દીવસે સવારમાં ગોપાળ જેવો તે ચોપડી ઉઘાડવા જાય છે તેવાં-

જ તેની નજરે પેલી પત્રિકા પડી તેથી અતિ આશ્ચર્ય પામી તે વાંચવા લાગ્યો.

" વ્હાલા પ્રિય પ્રાણુનાથ ! "

" મેં આપના દીવ્ય દર્શનનો કિંચીત લાભ ડંકાપૂરીથી પાછા વળતાં દૂરથી દ્રષ્ટી મર્યાદે લીધોછે ત્યારથી મારૂં મન આપને તલસ્યાં કરેછે. મેં આપનેજ મારા સૌભાગ્ય રક્ષક તરીકે–મારા પ્રિય પ્રાણુનાથ તરીકે કબુલ કર્યાછે—આપ મારા હૈયાના હાર છો–મારા પ્રાણુ છો–હું આપનેજ શરણેછું, મારા વ્હાલા માથાના મૂગટ પણુ આપનેજ ગણુંછું. ગમે તો મારોને ગમે તો જીવાડો–મારા મનથી તમોનેજ મારા પતિ તરીકે કબુલ કરેલા છે; નેઆ અવનીના બીજા પુરૂષો મારા ભાઈ બાપ છે માટે મને અંગીકાર કરશો–એજ અરજ. "

"ઇશ્વર આપના મનમાં અંકુરિત થઇ આ મારી દીનવાણી આપના કોમળ -હૃદયમાં ઉતારી આપણી " મન વાંત્સના પુર્ણુ કરો !! એજ "

લી. પ્રત્યક્ષ મુર્તી !

બંનેની અરસપરસ અથાગ પ્રિતી ઉત્પન્ન થઈ—થયેલી તો હતી—તેમાં આ પત્રીકાએ વધારો કર્યો—આપણા ગોપાળને તો " જોઇતું હતુંને વૈદે કહ્યું. " તે પ્રમાણે થયું ! રાત્રિએ અને દિવસે વારંવાર ઘડીએ ઘડીએ પોતાની વ્હાલી સુભદ્રાની મનહર છબી હળુજ જોઇ લેતો હતો. રાત્રિને સમયે પણુ ગોપાળની નજર સામે પ્રિયાંગનાની કલ્પિત મુર્તી ખેળવા લાગી—અને ઘરમાં સૂભદ્રાની પણુ એજ દશા થઈ હતી.

ચંદુલાલની સ્ત્રી ગુણસૂંદરીં પણુ ન્યાય વાળી મહાગંભીર અને ખુબસૂરત હોવાથી સુભદ્રા અને ગુણસૂંદરી બંનેને પરસ્પર અથાગ પ્રિતી હતી. તે તુરત નણંદના ભાવ સ-

મજી ગઈ. અને રાત્રે એકાંતમાં પોતાના પ્રિય પ્રાણનાથ-ને તે વાત કહી—ચંદુલાલ આથી ઘણો ખુશી થયો—પોતે ગોપાળનો મિત્ર હતો અને વળી તેના સ્વભાવ વિશે પુર્ણ માહિતગાર હોવાથી બીજા સર્વ મિત્રો કરતાં તેનો વિશેષ પુજ્યભાવ હતો—બીજે દિવસે ચંદુલાલે પણ ગોપાળની કર-ણી—રીતી નિતીથી સાનંદાશ્ચર્ય પામી તે વાત પ્રથમ પોતે છેડી. પણ ગોપાળે આડીતેડી વાતો કરી તે વાતને વિસારે પાડી. રજા પુરી થયે બંને મિત્રો રત્નપૂર જવા નિકળ્યા.

## પ્રકરણ ૧૬ મું

રજા પુરી થયે ચંદુ તથા ગોપાળ બંને જણ ચંદુના પિતાની રજા લેઇ રત્નપૂર ગયા. અંહી આવ્યાને દસ દિવશ તો થયા નથી એટલામાં તો ચંદુના પિતાના મરી ગયાની ખબર આવી. આ ખબર સાંભળી બંને જણ ઘણા દિલ-ગીર થયા, પણ તેમાં તેમનું શું વળે! ઇશ્વરેઇચ્છા આગળ કોઈનું ચાલતું નથી. જેમ તેમ કરીને મન વાળ્યું અને દોઢ માસ પછી પાછા રત્નપુર આવ્યા, વારષિક પરિક્ષા થવાને બે માસ બાકી રહ્યાછે.—પાછલું ભણતરનજર તળે આણી જવાનો વખતછે. ને એટલામાંતો ચંદુને બળીયા નિકળ્યા. દુઃખ એકલું આવતું નથી તેમ હજુ ચંદુના પિતાને મરી ગયાની વાત જરા વિસારે પડવા આવી હતી એટલામાં ચંદુને બળીયા નિકળ્યા આ રોગ એક વખતે રત્નપુરમાંબહુજ ફેલાયો હતો. જે માણસો તેના ભોગ થઈ પડતા તે ભાગ્યેજ જીવતા.

ચંદુને બળીયા નીકળ્યા, વળી ગોપાળને ખુબ તાવ આવ્યો તે ત્રણ દીવસ સુધી તો ઉતર્યોજ નહી; ને એ મટયો એટલે વળી તેને પણ બળીયા નીકળ્યા. ઘરના સહુ કાયર કાયર થઇ ગયાં—આ વખતે ચાકરને જેકાર બેજ હતાં, બીજું ઘરમાં કોઈ મળે નહી; ગોપાળને તે શાન્ત પ-

ડયા, પણ ચંદુને ઘણોજ મંદવાડ થઈ પડયો. પણ સામુ જો યે શું થાય ! દાકતરની દવાથી કંઇ ચંદુને ટેકો લાગે નહી—તાવ ફરી ચઢયો. આખું શરીર બળવા લાગ્યું. ગોપાળે ડાકતરે કહેલું શબ્દે શબ્દ યાદ રાખ્યો ને તે પ્રમાણે વરત્યો. જયારે ડાકતર ગયો ત્યારે તેણે કહ્યું જેકોર, મેં અત્યાર સુધીતો ચંદુલાલના મંદવાડ વિશે ઘેર ખબર લખી નથી. પણ હવે મારે લખવી જોઇએ. તું શું કહે છે?

**જેકોર**—હા, તમારે લખવુ જોઈએ. જો કાંઈક બને તો તેઓ એમ કહેશે કે અજાણ્યા પાસે હતા તેથી તેની માવજત રખાઈ નહીં હોય ને તેનેજ લીધે તેનું મૃત્યુ થયું હશે. તેથી ગોપાળે નીચે પ્રમાણે કાગળ લખ્યો.

"સુભદ્રા"—

" મોટાભાઈ બળીઆથી ઘણાજ માંદા છે. અત્યાર સુધી તો તેમણે તમને જણાવવાને પણ ના પાડી હતી. પણ હાલમાં તો તેઓ બેભાન છે. ડાકતર વળી કહે છે કે તેમને મટશે. જો તમે આવો તો જલદી આવજો. હું અને જેકોર અમારાથી બનતી મેહેનત લઈએ છીએ. વધારે કાંઈ લખવા જેવું નથી.

લી. હમેશ ભલું ઈચ્છનાર.

ગોપાળ ભગવાનલાલના યથાયોગ્ય.

ગોપાળનો કાગળ સુભદ્રાને મળ્યો ત્યારે સુભદ્રા ને તેની મા બહુજ દીલગીર થયાં. સઘળું ઘેર જેમનું તેમ પડયું મૂકી તેઓ બંને ગાડીમાં બેશીને રેલવે સ્ટેશન ઉપર આવ્યાં. કુટુંબનું કોઇ પણ માણસ જાણતું નહોતું કે રત્નપૂરમાં ચંદુ કયાં આગળ રહે છે. તેઓને તેમના મહારાજનું રહેઠાણ ફક્ત ખબર હતું. તેથી સુભદ્રાની દાદીએ કહ્યું ચાલો. આપણે પેહેલાં મહારાજના મંદીરમાં જઈશું ત્યાંથી મહારાજ કોઈને મુકવા મોકલશે.

સુભદ્રાએ પણ હા કહી, તેઓ આ પ્રમાણે વિચાર કરીને ત્યાંની ટીકીટ લઇને ગાડીમાં ચડી બેઠાં. સાંજરે તેઓ મહારાજને મંદીરે આવ્યાં. એ મહારાજનું નામ જેષ્ટારામ હતું. આ બે સ્ત્રીઓનું આવવું સાંભળીને તેઓ ખુશી થયા હોય તેમ દેખાયું.તેઓએ તેમને પગે લાગીને કહ્યું કે "મહારાજ, ચંદુ બહુજ માંદો થયોછે. અમને તેના સહી સલામતનો ધણો ભો રહે છે. અમે તેને ત્યાં જવાને ઈચ્છીએ છીએ; પણ તે કયાં રહે છે તેની અમને ખબર નથી; જો તમે કૃપા કરીને કોઇને અમારી સાથે મોકલશો તો અમે જલદી પહોચી જઇશું." "તમારે ચાકરની શી જરૂર.છે? હું જાતેજ ત્યાં આવુંછું ને. તેને શું દુઃખ થયું છે?"

**સુભદ્રા**—મહારાજ! દુઃખતો બળીઆ નીકળ્યા છે. પણ હમારે હમણાંને હમણાં જવુંછે માટે તૈયારી કરો.

**મહારાજ**—એતો બધુંએ થઇ પડશે. પણ તમે ત્યાં લગી શી રીતે જશો? તમે કાંઈ ગાડી બાડી લાવ્યાંછો.

**બંને**—નાજી.

**મહારાજ**—ત્યારે એક ગાડી ભાડે કરો અને ચાલો પછી આપણે જઈએ. આપણે હવે વધારે વાર ન કરવી જોઈએ.

**મહારાજ**—સુભદ્રાને બળીઆ કઢાવ્યા છે?

**સુભદ્રાની દાદી**—ના એને નથી કઢાવ્યા.

**મહારાજ**—ત્યારે તેણે આપણી સાથે ન આવવું.

**બંને**—ઠીક, જેમ તમે કહેશો તેમ અમે કરીશું.

**મહારાજ**—તમે સુભદ્રાને અહીં મુકતાં જાઓ નહીં તો તેને પણ તે રોગ વળગશે.

સુભદ્રાની દાદીએ તો ત્યાં રહેવા દેવાને હા કહી, પણ સુભદ્રાએ કહ્યું, ગમેતો મને બળીઆ નીકળશે તોપણ હું તો ત્યાં આવવાની.

**સૂભદ્રાની દાદી**—હું જઇને તને બોલાવી લઇશ. હમણાં તું અહીં રહે.

**મહારાજ**—તું અહીં રહેજે. અમે ચંદુને કેમ છે તેની દરરોજ ખબર કહાડીશું.

સુભદ્રાને લાચારીથી રહેવું પડ્યું. મહારાજ તેની (સુભદ્રાની) દાદી સાથે જ્યાં ચંદૂ રહેતો હતો ત્યાં ગયા. ચંદુ એ ત્રણ દિવસથી બેભાન થયો હતો પણ આજે જરાક તેનામાં હુશીઆરી આવી હતી. તેનો ચહેરો પણ આજે હમેશના કરતાં સારો લાગતો હતો, તે જોઈને ડાકતર પણ ખુશી થયો. તેણે કહ્યું, કોઈ બીહીશો નહીં હવે ઝટ આરામ થશે; ગોપળનેતો ઘણીજ ખુશી પ્રાપ્ત થઈ.

આજ ઘડીએ ચંદુની દાદી મહારાજ સાથે આવી પહોચ્યાં અને એકદમ સીધાં [ચંદુ) સુતો હતો ત્યાં આવ્યાં.

## પ્રકરણ ૧૭ મું.

મહારાજ સુભદ્રાની દાદીને ચંદુને ત્યાં મુકીને પાછા મંદીરે આવ્યા. તેને જોઇને સુભદ્રાએ પુછ્યું "મારા ભાઇને કેમ છે ?"

**મહારાજ**—હવે બીવાનું કાંઈ કારણ નથી. હાલ ઠીક છે.

**સભદ્રા**—ત્યારે હું જાઉ? મારે .મારા ભાઈને મળવું છે. મારાં દાદી બીચારાં એકલાં શું કરી શકશે ?

**મહારાજ**—ના જયાં સુધી ગોપાળ નામતો એક છોકરો ત્યાં છે ત્યાં સુધી કોઇનું કામ નથી. તારા ભાઈની માવજત જેટલી ગોપાળ લે છે તેટલી કોઈ લેતું નથી,

સુભદ્રાને આથી ઘણીજ આનંદ પામી. તેણે કાંઇ જવાબ આપ્યો નહીં. પછી મહારાજે પોતાનો એક પડોશી જે જે હરીદાસ કરીને હતો તેને બોલાવાને ચાકરને મોકલ્યો. આથી હરીદાસે આવીને પૂછ્યું મહારાજ, શું.કામ છે ?

**મહારાજ**—મારે એક ખાનગી વાત કહેવી છે.

**હરીદાસ**–તમે મને તે અહીં કહેશો કે બીજે ઠે-કાણે જવું પડશે?

**મહારાજ**—ચાલો આપણે બીજે કાંઇક જઇએ. ત્યાં તમને સર્વ વાત વિદિત કરીશ.

તેઓ પછી ફરતા ફરતા નદી કિનારે આવ્યા. આ વખતે સુર્યસ્ત થતો હતો. દરેક બાજુએથી થંડો પવન વાવા લાગ્યો હતો. અહીં પાસેની વાડીમાંથી ફુલો પોતાની બેહેક મારી રહ્યાં હતાં. આ વખતે દરેક જણ કુદરતની ખુબી જોવાને હવા ખાવા આવતું હતું. પણ આપણા આ માહારાજ અને હરીદાસ કાંઈ તેવા વિચારમાં નહોતા આવતા. તેઓ અહીં આવી એકાંતમાં બેઠા. પછી હરીદાસે કહ્યું, મહારાજ, તમારે મને શું કહેવું છે?

**મહારાજ**–સબુર પકડો, થાયછે, શી ઉતાવળછે?

**હરીદાસ**–ત્યારે તમારી વાત શી છે?

**મહારાજ**–સાંભળો ત્યારે. તમારા છોકરા સાથે જે છોડીનું લગ્ન કરવાના વિવાહવિશે આપણે વાત કરી હતી તે છોડી અહીં આવી છે. અને તે હવે આપણા હાથમાંછે.

**હરીદાસ**-શી રીતે તમારા હાથમાં છે?

**મહારાજ**–તમે જાણોછો કે જયશીંગભાઈના જીવતાં આપણે આ વાત કહાડી હતી હું ધારૂંછું કે તેમનો વિચાર હતો પણ ચંદુલાલે ના કહી હતી.

**હરીદાસ**–મને તેની ખબર છે, પણ બીજી કાંઈ નવા જુની છે?

**મહારાજ**–એટલી બધી ઉતાવળ માં કરો. આ કામ કાંઈ ઉતાવળનું છે?

**હરીદાસ**—તે પછી (શું)? ચલાવોને?

**મહારાજ**—તેનાં ઘણાં માગાં આવેલા હતાં પ

ણ તેણે કોઈની હા કહી નહીં. જયશીંગભાઈની ઈચ્છા હતી કે શુભદ્રાનો વર જરા પૈસાદાર અને થોડું ઇંગરેજી ભણેલો હોવો જોઇએ.

**હરીદાસ**—તો મારો છોકરો એ ઇંગરેજી ભણેલો હતો.

**મહારાજ**—તમારૂં કહેવું ખરૂં છે પણ મેં તમને પહેલાં કહ્યું કે ચંદુલાલનો આવો વિચાર નહતો, ચંદુનો વિચાર એવો હતો કે સુભદ્રાનો વર પૈસાદાર નહીં પણ ભણેલો અને સદગૃહસ્થ જોવો.

**હરીદાસ**—ત્યારે મારા છોકરા વિશે કાંઈ તેમાં અડચણ આવે તેમ નથી તે તો.B.A.બી. એ. થએલોછે.

**મહારાજ**—હરીદાસ, પણ તેમાં ચંદુની મરજી નહોતીતો. તેનો વિચારતો તેના મિત્રને પરણાવવાનો છે. આ છોકરાને તમે નથી જોયો પણ મેંતો તેને જોયોછે તે સાક્ષાત જાણે કામદેવ પોતેજ નહોય અને વળી ઘણો વિદ્વાન છે. હાલમાં કોઈ તેના આગળ તે વીશે વાત કરતું નથી. કારણ કે તેને બળીયા નીકળ્યા છે. તેથી તેનું ચોકડું મારા હાથમાં છે.

**હરીદાસ**—ઠીક પણ, તમે તે છોકરીને શી રીતે લાવશો ?

**મહારાજ**-તમારે તેની શી પંચાતછે! પણ પૈસા!!

**હરીદાસ**—મારે પેહેલાં તે છોડીને જોવી છે જો મને ફાવશે તો પછી પૈસાનો ઠરાવ કરીશું,

**મહારાજ**—પહેલાં તમે પૈસા વિષે કાંઈ નક્કી કરો અને તે છોકરીને દીઠા પહેલાં આપતા નહીં.

**હરીદાસ**-એતો ખરૂં છે. પણ પૈસાનું તો તમારે કહેવું જોઇએ. હું જે તમે માગશો તે આપીશ.

**માહારાજ**—તેમાં હું શું કહું, ના, ના તમે કહો.

**હરીદાસ**—જો કામ સફળ થશે તો રૂ.૨૦૦આપીશ.

**મહારાજ**—વાહ, આ શું ? રૂ. ૨૦૦) આપશો તો તમારૂં કામ નહીં થાય.

**હરીદાસ**–ત્યારે હું વધારે આપીશ, પછી કંઇ.

**મહારાજ**—ઠીક છે ત્યારે ચાલો હવે જઇએ. એમ કહીને મહારાજ ઉઠવા જતા હતા પણ હરીદાસે તેનો હાથ પકડીને ઉભો રાખ્યો ને કહયું કે હું તમને વિચાર કરીને સવારે એ વાત કહીશ. હવે મને કહો કે તમે તે છોડીને (કેમ) ત્યાં શી રીતે લાવશો.

**મહારાજ**—એતો મારા ઘરમાં છે.

**હરીદાસ**–ના, તમે તો ખોટું કહોછો મને બતાવશો?

માહારાજને તેને તેના ભાઇના કહ્યા સિવાય બીજા જોડે પરણાવવાનો વિચાર છે એવું તેને માલમ પડયું તેથી તે રડવા લાગી. ગુરૂપત્નિ ઘણી સારી ને ગુણવંત હતી. તેણે તેને ધીરજ આપી ને તેના ભાઇ ઉપર એક કાગળ લખવાને કહ્યું. જે તેણે ચંદુ ઉપર લખ્યો. ને ગુરૂપત્નિએ તે કાગળ ટપાલમાં નાંખવા ચાકરને મોકલ્યો.

## પ્રકરણ ૧૮ મું.

મહારાજને ઘેરથી સુભદ્રાનો લખેલો કાગળ ચંદુને ત્યાં ગોપાળને બીજે દિવસે સાંજના ત્રણ—ચાર વાગ્યે પહોચ્યો. કાગળ ચંદુના નામનો હતો અને ગોપાળે સુભદ્રાના અક્ષર હમણાંના જોયા નહોતા કારણ કે ઘેરથી જે કાગળો આવતા તે બધા ગુમાસ્તા લખતા હતા, તેથી તે સુભદ્રાનો કાગંળ કયાંથીહોય—ને ઘેરથી પણ કોનો લખાવેલો હોય ? એમ ધારી ગોપાળે તે કાગળ વાંચ્યો નહીં. અને ચંદુને પણ ઉંઘતો હોવાથી બતાવ્યો નહોતો. આશરે ૪–૪ાા ને શુમારે ચંદુ જાગ્યો, ત્યારે ગોપાળે તે કાગળ તેને બતાવ્યો, કાગળ દેખતાંજ ચંદુ બોલી ઉઠયો 'એ તો સુભદ્રાનો છે'— એમ કહી તેને ( ગોપાળને ) પાછો આપી વાંચવાનું કહ્યું.

સુભદ્રાનું નામ સાંભળીને—તથા તેનો કાગળ મારાથી કેમ વંચાય એમ મનમાં આવવાથી—વળી કંઈ

શરમ આવવાથી—જેમ સુભદ્રાને માન આપતો હોય—અથવા હર્ષ સાથે આનંદમયી આંખે જોતો હોય તેમ તે કાગળ તરફ પ્રેમ પૂર્વક દ્રષ્ટી નાંખીને—તેણે તે લીધો તો ખરો—પણ જેમ સુભદ્રાને ચંદુના દેખતાં બોલાવતાં કે તેની તરફ જોતાં શરમાતો તેમ આ કાગળ વાંચતાં વાંચતાં તેને જાણે શરમ આવતી હોય તેમ લાગ્યું—ખરો પ્યાર તે આનુંજ નામ—વળી જાણે પોતાનેજ તે કાગળ લખેલો હોય તેમ પ્રાણનાથ અંદર લખેલું છતાં પ્રાણનાથનું પ્યારા ભાઈ ચંદુ એમ પછીથી સુધારી લખેલું હોય તેમ જોઇ લે કંઇક મુછમાં ને મુછમાં હસીને—કંઈક મોટેથી—કંઈક ચુપકીથી વાંચી—જ્યાં આગળ મહારાજની વાત આવતી ત્યાં ઘણો—અત્યંત ગુસ્સે થતો—વળી જ્યાં "**આજ સાજરે મારૂં લગ્ન થવાનું છે"—માટે ગમે તેમ કરી મને અહીંથી છોડાવી લઈ જાઓ**—એટલુંજ વાચતાં વાંચતાં તેનાં રૂવાંટાં ક્રોધથી ઉભાં ગયાં—આંખો લાલચોળ થઇ ગઈ—દાંત કચડવા લાગ્યો—વાંચતાં વાંચતાં ક્રોધાવેશમાં પોતાના પગ ઉપર—ઘડીકમાં પાસે પડેલા ટેબલ ઉપર—કે ઘડીકમાં ચંદુના ખાટલાની ઇસ ઉપર મુષ્ટી પ્રહાર કરવા લાગ્યો,

ચંદુ બિચારો અવળે પાસે નિરાંતે સુતો હતો—કાંઈક ઉંઘમાં ને કાંઈક જાગૃતી અવસ્થામાં હતો—તેણે પૂછ્યું, એ શું લખે છે? ગોપાળે જવાબમાં તે વાત ઉડાવી દીધી—પણ કહ્યું કે "તમારી હવે તબીયત કેમ છે એમ લખી પૂછાવ્યું છે. વળી લખે છે કે મને અહીં આવવાને હવે કંઈ હરકત છે? મને તો નથી લાગતું કે એમને કંઈ હરકત હોય. કેમ ત્યારે એમને લઇ આવું?

**ચંદુ**—જેમ મરજી. પણ દાદીને પૂછીને જજો,

ગોપાળે ઝટ પાછો આવીશ એમ કહી રજા લઇ નિચે

ગયો–અહીં આવી જેકોરને સર્વે વાત કહો–ચંદુની પાસે બેસી રહેવાને કહ્યું પછી ચંદુની દાદી પાસે ગયો, અને તેમની આગળ તે કાગળ વાંચી સંભળાવ્યો. તેમણે પણ મહારા જને ગાળો ભાંડવા માંડી.

ગોપાળ– મેહેરબાની કરી આ બાબત જરા કે ચંદુભાઇને કહેશો નહીં. હું હમણા ને હમણાં જાઉં છું. પાંચ–સવા પાંચ થયા છે. પોણા છ વાગે ટ્રેન ઉપડે છે- લગ્ન સંધ્યાકાળ પછીનું છે તેમ લખેછે તેથી મારા ધારવા પ્રમાણે જઇતો પહોચાશે. એમ કહી–ગોપાળે કોટ પેહેર્યો–હાથમાં લાકડી લીધી–ને જવા લાગ્યો. જતા જતાં કહેતો ગયો કે, ચંદુભાઇને આ વાત કહેશો નહીં–સ્ટેશન ઘરથી અર્ધે પોણો ગાઉ દૂર હતું–વખત થોડો હોવાથી તેને રસ્તામાં દોડવું પડયું હતું–શ્વાસ ખુબ ચડયો હતો. પરસેવાના રેબે રેબ છુટી જઇ બદન તથા કોટ પલળી ગયો હતો—જેમ તેમ કરી ટીકીટ લઇ ગાડી ઉપર બેસવા ગયો–સ્ટેશનનું પ્લેટફ્રાર્મ ઘણું ઉંચું હોવાથી પગથીએ થઈ ઉપર ચઢતાં પગ ખસ્યો–ધબ લઈ નીચે પડયો–પગ છોલાયો–લોહી નીકળ્યું–હાડકાં ખખડયાં–વળી ઉપર બેઠો–ગાડીમાં બેઠા પછી પેટમાં દુઃખ થવા લાગ્યું—જરાક આડો થઈ સુતો–આંખ મળી ગઇ–ઉંઘ આવી ગઈ–ભર ઉંઘમાં પડયો–આજ તેને ઘણે દિવસે આવી સારી ઉંઘ આવી- કોણ ગયું ? કોણ આવ્યું તેનું ભાન કંઇ મળે નહિ--માહારાજનું ઘર કયાં રહ્યું ?-- સુભદ્રા કયાં રહી–ઘણે દૂર નીકળી ગયો–નવ થવા આવ્યા હતા-- સારે ભાગ્યે ગોપાળની આંખ ઉઘડી ગઈ; ઉઠી જુવે છે તો મહારાજના ગામથી ઘણે દૂર જઇ ચડયો. ત્યાં સ્ટેશન પર ઉતર્યો. સ્ટેશન માસ્તરે તેની ટીકીટ લીધી છેવટ અહીં તેને આખી રાત રહેવું પડયું.

પ્રિય વાંચનાર ! આજ રાત્રે ગોપાળને ત્યાં કેટલું લાગ્યું

હશે. તેનો આપ વિચાર કરો. તેની લાગણી વર્ણવાય તેવી નથી. દરેક મિનીટ તેને એક કલાક જેટલી લાંબી અને દરેક કલાક તેને આખા દહાડો જેટલો લાંબો લાગતો હતો. રાત અંધારી ઘોર હતી. અને ઘણી ભંયકર લાગતી હતી. તે વિચારવા લાગ્યોકે " હવે હું શું કરૂં? હું કયાં જઉં? એમ બોલતાં બોલતાં તે મૂર્છિત થઈ પડયો. થોડીવારે તેને ભાન આવ્યું, ઝંખણામાં તેને સુભદ્રાને દીઠી ને થોડીવારમાં અ-લોપ થઇ ગઇ. અરે હું આ શું દેખું છું? આતે હું ઊંઘુ છું કે જાગુછું? આતે સ્વપ્ન કે ખરી વાત? એમ બોલતો તે પાછો પડયો, પાછો તેના મનમાં વિચાર આવ્યો કે કદાપી તે આપઘાત કરશેતો તેનો દોષ મારા શિરપર આવશે. મેં શા વાસ્તે આ વાત ચંદુભાઇને જણાવી નહીં? જો જણાવી હોત તો આમ બનતજ નહીં. પણ બનવાકાળના આગળ કોણ મોટું છે? એમાં કોઈનો ઇલાજ ચાલે તેમ નથી. તેમ વિચારી તે સુતો-આમ તેમ પાસુ ફેરવે પણ ઉંઘ આવે નહીં આ વખત ઉંઘ તેની વેરણ થઈ ગઈ હતી. તેના મનમાં તર્ક વિતર્ક આવતા હતા. એમ કરતાં વા'ણું વાયું.

હવે આપણે ગોપાળને અહી શોક કરતો મુકી મહારાજને ઘેર સુભદ્રાની ધામધુમ તપાસીએ—આજજ સુભદ્રાનું લગ્ન છે—વરના ઘરમાં આજ થોડી ઘણી ધામધુમ હોય છે--તેમ અહીં પણ જણાતું—હરીદાસ ઇંગરેજી બેન્ડ (વાજુ) લાવ્યા હતા—દીવા રોશનાઇનો ઘરમાં તો કાંઈ પાર રહ્યો નહતો!—જ્યાં જોઇએ ત્યાં કેવળ અંધારૂ ભીંત!—ઘરમાં એક દીવો-જ્યાં સાજન ઉતર્યું હતું ત્યાં પણ એક દીવો—બાકી બીજે ઠેકાણે દીવાને નામે અંધારૂં ઘોર-કોડીયાં તો ગોખલે ગોખલે—બારણે બારણે દેખાતાં—પણ કોઇમાં દિવેલ ન મળે—તો કોઇમાં દીવેટ શાની હોય!—વળી જે બો.

ગ જોગે દીવેટ દીવેલનો સ્ટોક ( જથો ) હોય તો તે બંનેનો કંઈ સમાગમ મળે નહી—આજ ટાણે વર કન્યાના મનમાં કેટલીને કેવા પ્રકારની ખુશાલી ઉપજે છે?—પણ અહીં તો કન્યાના મનમાં હોળી હતી—અને વરના મનમાં તો હર્ષ કે હોળી એમાંથીકશું પણ માલમ પડતું નહોતું.

પ્રિય વાચકવૃંદ—ચાલો અમારી સાથે—સવારથી હવે આપણે મહારાજની કરણી તપાસીએ—લગ્ન દિવસે એટલે આજ મહારાજ વેહેલા ઉઠયા હતા—અને પેટ પંપાળતા પંપાળતા સુભદ્રાને બોલાવી કહેવા લાગ્યા કે, બેન!—આજ તું ખાતી કરતી નહિં—હોં મારી દીકરી. વાહ શુ દયાળુ છે ? ! ?

સુભદ્રા આશ્ચર્ય પામ્યા જેવું કરીને બોલી—કેમ, મહારાજ?

મહારાજ—આજ તારૂં લગનછે માટે—એમ કહી ખુબ હસવાલાગ્યો; આ તેનું હસવું—જાણે મોટું પરાક્રમ કરતો હોય તેમ જણાયું—સુભદ્રાને તો અંતઃકરણમાં ઘાની પેઠે લાગ્યું બિચારી ધ્રૃજવા લાગી—પણ ધીરજ રાખી બોલી, હેં મારૂ લગ્ન ! કયાં થવાનું છે ? કોણ ને કોની સાથે કરનાર છે ?

મહારાજ—(હસતાં હસતાં)—જાણે મોટું કામ કરવાનું યા. મોટો જગન ( યજ્ઞ ) કરવાનો હોય તેમ—બોલ્યો જો તારો બાપ જીવતો હોત તો તે તારૂં લગન કરત પણ હવે તો હુંજ કરીશ. તારૂં લગન કયાંને કોની સાથે થવાનું છે તે બધું તે ગઈ રાત્રે સાંભળ્યું છે એટલે કહેવાની શી જરૂરછે? આ સાંભળી સુભદ્રા ધ્રૃજવાને ખીવા લાગી કે તેણે શી રીતે જાણ્યું કે હું ઊંઘતી નહોતી અને અમથી ઢોંગ કરી પડી રહી હતી? શું એણે એની વિદ્યાના પ્રબળે જાણ્યું કે—તે જાણવાની તેનામાં શકિત હશે? ગમે તેમ હોય—પણ લાવને પૂછું તો ખરી કે મારી દાદી અને મા

રો ભાઈ એ વિષે જાણે છે? તેથી તેણે મહારાજને પૂછ્યું મારી દાદી અને મારા ભાઇને પુછ્યા વિના મારૂ લગ્ન કરશો?

**મહારાજ**—એમાં શું પૂછવું છે. હું જે કરીશ તે એ હા પાડશેજ, કારણુ કે તારાં લગનનીજ જે ગોઠવણુ મેં કરી મુકી છે તે તારા પિતાની ગોઠવણુ પ્રમાણેછે.

**સુભદ્રા**—ના, ના—તેની ગોઠવણુ પ્રમાણે તો કશું કર્યું નથી.

**મહારાજ**—નહીં કેમ? તને શી ખબર?

**સુભદ્રા**—પણુ મારી મરજી નથી તો.

**મહારાજ**-તેમાં તારી ભૂલછે. એમ કહી જવા માંડયું

સુભદ્રાએ તેનો જતો જોઈને કહ્યું, જાઓ છો કયાં? ગઈ કાલની મને પૂરી રાખી છે—મને હવે છુટી કરો—હું મારા ચંદુને ઘેર જઇશ...નહિ તો આપઘાત કરી મરીશ.

**મહારાજ**—નહિં, આજે નહિં, જ્યારે તું પરણી રહે ત્યારે નિરાંતે જજે. આ સાંભળી સુભદ્રા દરવાજા તરફ જઈને બોલી "હું બુમ પાડીશ કે ઘાત! ઘાત!! ખુન! ખુન કરે છે રે!! માટે મને છુટી કરો."

મહારાજ તેનો હાથ પકડીને ઘરમાં ખેંચી લઇ ગયો અને બહાર જઇને બારણું બંધ કર્યું. સુભદ્રાએ બુમાબુમ કરી મુકી.

**મહારાજ**—"તારાથી બને તેટલા ઘાંટા કાઢને શું" એમ કહી પરોપકારી—ગુરૂજી—મહા—રાજ બહાર પધાર્યા.

ધીમેં ધીમે દિવસ પણુ ટુંકો થઈ ગયો—સૂર્ય પણુ અસ્ત-થવા લાગ્યો. સૂર્યાસ્ત થતાં બિચારી સુભદ્રા વધારે રડવા લાગી. અને વિચાર કરવા લાગી કે મને હમેશને સારૂં દુ:ખ રૂપી દરિઆમાં હે પ્રભુ! કેમ ઝબોળી!—અરે! ઓ ઇશ્વર! હવે મારી શી દશા—અરે! દુષ્ટ—લોભી—નિર્દય બ્રાહ્મણુ—તેં મારો નાશ કરાવાનો ઈરાદોજ

કર્યાં!!!—અરે ઇશ્વર!—ઓ ગરિબનિવાજ!—ઓ કૃપાનિધી!—હું ગરીબ દાસીની સહાયતા કરી મને દુષ્ટ—પાપીષ્ટ—ધુતારાના ફાંસામાંથી જલદી છોડાવજે. રે! જો આ દુષ્ટથી કાંઈ મને થશે, તો મારી શી ગતી!! અરે!—આ મારો અવતાર શું દુ:ખમય બનાવી દેશે? અરે! દેશે શું દીધોજ!!! અરે ઇશ્વર। હું કયાં જાઉં ને શું કરૂં? ઓ દૈવ! ઓ દૈવ! હાય! હાય! શું મારો ભાઈ કે ગોપાળ એ કોઈ ન આવ્યું? અરે રે! પ્રિય ગોપાળ! મેં તમને મારા પ્રિય પતિ—મારા સૌભાગ્ય રક્ષક-તરિકે કબુલ કર્યા હતા! હાય! હાય! હું પણ તમને વહાલી ન લાગી!! પ્રિય ગોપાળ—મારા ભવિષ્ય પ્રાણનાથ તમને શું મારી દયા લગારે ન આવી? હવે છેવટે પ્રિય ગોપાળ પ્રિય ગોપાળ કરતી આપઘાત કરીશ! એમ અફસોસીમાંને અફસોસીમાં મુર્છાંગત થઈ પડી—જ્યારે ભાન આવ્યું ત્યારે વળી વિચાર આવ્યો કે કાંતો મારો ભાઇ ઘણો માંદો હશે—કે તેને મારો લખેલો કાગળ પહોંચ્યો નહી હોય! વળી આ દુષ્ટ પણ આજ બે દિવસ થયાં ત્યાં ગયો પણ નથી હાય! હાય! મારા ભાઇને કેમ હશે!?!

રાત્રિ ગઇ—આકાશમાં થોડાંક વાદળાં જણાતાં હતાં—.

ઝરમર ઝરમર વર્ષાદ પડતો હતો. વરને ખુબ સણગારી—રેશમી કપડાં પહેરાવી સાજનની વચમાં બેસાડયો હતો—આશપાશ તેની મિત્રરૂપિ કપની બેઠી હતી—આ વખતે ત્યાં મહારાજ પધાર્યા—હરીદાસે કબુલત પ્રમાણે રૂપિય ગણી આપ્યા—મહારાજ તે ગણવા લાગ્યા—ગોરમહારાજ તો પૈસા લેવાની ખુશાલીમાં ગુંથાયલા હતા ને બીજા બધા લગ્નની ખુશાલીમાં વાતોના તડાકા મારવામાં ગુંથાયા હતા. થોડીવાર પછી માહારાજ સુભદ્રાને લાવવા અંદર ગયા.

સુભદ્રા તેને જઈ સુતી સુતી બોલી–મને કહોકે મારા ભાઈને કેમ છે?

**મહારાજ**—તારા ભાઇને મટ્યું છે.

**સુભદ્રા**--તમારા છોકરાના સમ ખાઈને કહો કે જે તમે કહોછો તે ખરૂં કહોછો?

**માહારાજ**—હું કહુંછું કે તારા ભાઇને મટ્યુંછે. તેને મટ્યુંછે તેથીજ આટલી બધી ઉતાવળ કરૂંછું.

**સુભદ્રા**—આ વખતે સિંહણ પેઠે ઉછળી દુષ્ટ પાપીષ્ટ--હું કોઈ કાળે પરણનારજ નથી મારો ભવિષ્યનો પ્રાણનાથ--રે મારો ધણી--મારો સૌભાગ્ય રક્ષક--મારા ચુડા ચાંદલાનો રક્ષક ખોળી કહાડેલોજછે--તે શિવાય હું કોઇને પરણનારજ નથી--જો તમે હવે મને વધારે છેડશોતો જરૂર હું જીભ કરડી આપઘાત કરી મરીશ.

**મહારાજ**–સુભદ્રા આતો છોકરવાદ કહેવાય. તું મને તાબે થા. તું એમ સમજેછે કે તું મારા હાથમાંથી જઇશ

**સુભદ્રા**–ત્યારે હું જરૂર આપઘાત કરીશ તેનું પાપ તમને લાગશે, ધીઃકાર છે તમારા ઘડપણને !!

જયારે તે આ પ્રમાણે બોલતી હતી ત્યારે એક બીવીંતી બુમ સંભળાઈ. બધાએ આશ્ચર્યથી જે તરફથી તે બુમ આવતી હતી તે બાજુ જોયુંતો ખુબ અજવાળું અજવાળું માલમ પડયું. મહારાજે બહાર જઈ જોયુંતો સેવાની ઓરડી સળગતી જોઈ,



## પ્રકરણ. ૧૯ મુ.

**अन्या यो पार्जीतं द्रव्यं दशवर्षाणि तिष्टाति।**
**प्राप्ते चैकादशे वर्षे समूलंच विनस्याति ॥**

અન્યાયથી મેળવેલો અર્થ દશ વર્ષને ટકેછે અગીયારમુ બેસતાંજ સમુલો વિનાશ પામે છે.

આપણા શંભુલાલને આજ આ જગોએ તો પાંચ છ વર્ષ થયાં, પણ તેને નોકરી કરતાં તો અગીઆરમું વર્ષ જાયછે. શંભુલાલે લાંચ લીધી એવું તેના ઉપર શાબીત થશે તેમ લાગવાથી જે નોકરો તેને ત્યાં આવી રોજ નીસરણી ભાગતા તેમનેજ ઘેર પોતે ગયો. આ નોકરોમાં એક લુચ્ચો અને ખટપટીઓ રામચંદ્ર હતો. તેને ઘેર સઉ નોકરોની કાઉનસીલ મળતી- શંભુલાલે રામચંદ્રને ત્યાંથી પાછા આવી ત્યાં થએલી સર્વ વાત લલિતાને વિદીત કરી. વળી એમ પણ કહ્યું કે જો હું રૂ. ૨૦૦૦ રોકડા મારા નોકરોમાં વેંહેંચું તો વખતે ઉગરૂં એમ લાગે છે. રૂપિઆની વાત સાંભળી લલિતા તો નિસાસા ઉપર નિસાસા નાંખવા લાગી, અને થોડી વાર પછી ત્યાંથી ચાલી પોતાની મા પાસે જવા લાગી. શંભુલાલે જ્યારે તેને પૂછ્યું કે કયાં જાઓછે ? ત્યારે "હમણાં આવુંછુ" કહી નીચે જઈ પોતાની માની પાસે ગઈ. હવે શું કરવું તે વિષે વાતચીત કરવા લાગી. તેની મા પણ આ વખતે સારી શિખામણ આપે તેવી કયાંથી હોય. તેણેજ પેહેલાં લલિતા પાસે શંભુલાલને કહેવડાવ્યું હતું કે " વહુના નામ ઉપરની માલમિલકતમાંથી ભાઈ ભાગ પડાવી શકે નહીં, " તેમ કોઈ માગી શકે નહીં અને દેવું આપવામાં પણ વેચાય નહીં, વળી પાસે રોકડા પૈસા રાખવા તે તો ઉલટા વરી જાય, પણ જો તેનાં ઘરેણાં કરાવ્યાં હોય તો જ્યારે જરૂર પડે ત્યારે વેચીને પૈસા ઉપજાય." આવું શીખથીનેજ તેણે શંભુલાલને રોતો કર્યો હતો. ભગવાનલાલને કઢાવવામાં અને સમરતને જુદી કઢાવવામાં પણ તેજ હતી, આવું માણસ કદી સારી શિખામણ આપે તે તો નવાઈની વાત!!

લલિતાના નીચે ગયા પછી શંભુલાલના મનમાં તર્ક વિતર્ક થવા લાગ્યા કે આ આવુંછું કહીને ગઈ છે તે અત્યાર સુધી કેમ નહીં આવી હોય ? શું મને પૈસા નહી આપે? આવા વિચારમાંને વિચારમાં તે બારી આગળ જઇ નીચે શું થાય છે તે સાંભળવા લાગ્યો.

**લલિતા**——મા, ઘરમાં કોઇ બીજું છે?

**લલિતાની મા**—ના બેન, એમ કેમ પૂછેછે.

**લલિતા**—પેલા કેસનું શું થયું તે જાણેછે ?

**તેની મા**—ના, બેન, કહ્યા વીના મને શી ખબર.

**લલિતા**—તે દહાડે નો'ય એ કેહેતા હતા કે મને સાહેબ બરતરફ કરવાનું કહેતા હતા તે—

**તેનીમા**—શું ? હેં ! હેં ! તેમને બરતરફ કર્યા ?

**લલિતા**—ધીરે 'મરને, વખતે સાંભળશે. હું તો ધારૂં છું કે જરૂર બરતરફ કરશે.

**તેની મા**—શું નોકરી જશે ? હાય ! હાય ! બાપ. શું બચાય તેવું નથી ?

**લલિતા**—એ તો કહે છે કે જો હું ૨૦૦૦ રૂપીઆ આપું તો વખતે બચું ખરો. પણ મને તો તે ખરૂં લાગતું નથી. વળી જો ૨૦૦૦ રૂપીઆ આપણે આપીશું તો આપણી પાસે પછી થોડા રહે'ને વળી બચે નહીં, ને આપણે ભૂખે મરીએ તે તો જુદું. મારો તો વિચાર છે કે આપણે વ્યાજે મૂકેલારૂપીઆ આજ ઉપડાવી સર્વે લઈ કરી ચાલો મારા મામાને ઘેર નાશી જઇએ. જો અહીંઆ રહીએ તો આપણે શરમને માર્યે આપવા પડે, પણ ત્યાં હઇશું તો શરમ ને બરમ—.

શંભુલાલને આ વાતચીત સાંભળીને ઘણોજ શોક ઉત્પન્ન થયો. એવામાં લલિતા આવી, તેને પાસે આવતી જોઇને પુછ્યું "તું કયાં ગઈ હતી?"

**લલિતા**—મારી મા પાસે ગઇ હતી. એ જરાક માંદી છે.

**શંભુલાલ**—બહુ સારૂં, પણ પૈસા આપવાને શું કહે છે?

**લલિતા**—(શંકાયુકત) જ્યારે જોઈશું ત્યારે આપીશ. કાલે વ્યાજે મુકેલાં લાવી મને આપજો ને પછી ઘરેણાં ગાંઠાં વેચીને પુરા કરી આપીશ.

શંભુલાલના મનમાં તો ખાતરી હતી કે તે કશું આપનારી નથી. પણ તે બિચારો સર્વસ્ત તેના હાથમાં હોવાથી કશું બોલી શકયો નહીં.

સવારમાં રામચંદ્ર બે શીપાઇઓ સાથે તેને ઘેર આવ્યો—શંભુલાલે તેને માન સહિત બેસાડયા પછી તે (રામચંદ્ર) બોલ્યો. "જોપૈસા આપવા હોય તો લાવો હમણાં—હવે વખત ખોવાનો નથી. "પોલીટીકલ એજન્ટને ત્યાં બીજો માણસ આજ રોજ આવ્યો છે. જો હમણાં "નહીં આપો તો પછી મારો વાંક કહાડશો નહીં.'

શંભુલાલ ફરીથી લલિતા પાસે ગયો, અને તેનું ઘરેણું માગ્યું, તથા વ્યાજે મુકેલા રૂપિઆનો ચોપડો લાવવાને કહ્યું. આથી લલિતા બોલી શું હમણાંજ? (મોં ચઢાવીને) પછીથી આપીશું.

**શંભુલાલ**—(નમ્રતાથી) ના, હમણાંજ તે લેવા આવ્યો છે.

**લલિતા**—પૈસા આપ્યાથી તમને કંઇ ફાયદો થશે?

**શંભુલાલ**—તેથી હું બચીશ, નહી તો કેદમાં જવું પડશે.

લલિતા થોડી વાર પછી બોલી, મને તો લાગતું નથી કે પૈસા આપે તમે છૂટો. મને તો લાગે છે કે પૈસા આપ્યા તો તે પણ જશે ને વળી તમે—માટે હું તો નહીં

આપું. "**કરે તેવું પામે, ને વાવે તેવું લણે**" **કોણે કહ્યું હતું કે બેટા બાવળીએ ચડજો.**

**શંભુલાલ** [સજળઆંખે]—હું કેદમાં જઈશ ત્યાર પછી પૈસા શા કામના છે?

**લલિતા**—ત્યારે તમને આપીએ એટલે અમે ઘેર ઘેર ભીખ માગતા ફરીએ? હું તો નહીં આપું ભોગ તમારા, હું શું કરૂં તેમાં—આ વખતે શંભુલાલનું હૈયું જાણે ફાટી જશે તેમ થવા લાગ્યું, છતાં તેણે ધીમેથી કહ્યું, તમારે એમ શું કરવા કરવું પડે? તારા નામ પર ઘર છે, જમીન છે તો પછી તું સ્વતંત્ર છે, પણ જો તું પૈસા આપીશ, તોજ હું બચીશ એમ નક્કી સમજજે. લલિતા એકની બે ન થાય, છેવટે શંભુલાલે ક્રોધથી તપી જઈને કહ્યું, કેમ આપે છે કે નથી આપતી? લલિતા (રડતી રડતી) ભોગ લાગ્યા મારા કે તમારે ત્યાં આવી.

**શંભુલાલ**—ના, બરોબરછે, મારાંજ કરમના ભોગ છે ને. હશે, પણ હું તને વિનંતી કરીને કહું છું કે મને આપ. કંઇક તો મારા પર દયા લાવ.

**લલિતા**—તમારા જેવો કોઈ ક્રૂર હું દેખતી નથી. થોડા વખત તો તમારા ભાઈએ મને પજવી ને તે ગયો એટલે તમે જાગ્યા. તમારૂં અધુરૂં રહ્યું હોય તે તમે પુરૂં કરો. મારા નશીબમાંજ સુખ નથી તે ક્યાંથી મળે. મારા બાપે મુએ મને શું કરવા.અહીં ખાડામાં નાંખી એમ કહી ખૂબ તાણીને રડવા લાગી.

**પ્રિય વાંચનાર! આજ સ્ત્રી ચરિત્ર–સાચવજો જો તમે પણ વખતે તેના ભોગ થઈ ના પડો. પૈસાનું સર્વ સગું છે તે યાદ રાખજો. કાં પોતાની વાહાલામાં વાહાલી સ્ત્રી, કાં મીત્ર, કે પોતાનો પુત્ર, સર્વે પૈસાનું સગું છે—દુનીઆ પૈસાની, પૈસાની, પૈસાનીજ છો!!હા!હા!! પૈસાનીજ સગી છો.**

त्यजंतिमित्राणिधनैर्विहीनं
दाराश्चभृताश्चसुत्दज्जनाश्च।
तेचार्थवंतंपुनराश्रयंतै
र्घार्थोहिलोकेपुरुषस्यबंधुः॥

પૈસા વગરના એટલે નિર્ધનીઆ પુરૂષને મિત્ર, સ્ત્રી, શેવક તેમજ તેના પ્રિય જનો તજી દે છે; તેમજ તેજ પાછો જો ધનવાન થયો તો પાછાં એ બધાં વળગતાં આવે છે માટે આ લોકમાં ધન એજ બડી ચીજ છે.—

जानीयात्प्रेषणेभृत्यान्बांधवान् व्यसनागमे।
मित्रंचापातिकालेषु,भार्याचाविलवक्ष ये ॥

દુ:ખ આપતિ કાળમાં, બાંધવ મિત્ર જણાય;
વૈભવ નાશ થયે પ્રિયા, ચાકર જો પ્રેરાય.

તેમ આપણા શંભુલાલની પણ હાલત થઇ. દુ:ખની વખતે તેની સ્ત્રી ને તેનાં મિત્રો પણ તેના વેરી થઇ પડયા હતા. જે રામચંદ્ર તેને ઘેર ઘણો ખરો પડયો પાથર્યો રહેતો હતો તેજ તેનો કટ્ટો શત્રૂ થઈ પડયો. તે શેની ખાતર ? પૈસાનીજ. વળી ધિ:ક છે લલિતાને, અને ધિક્કાર છે એવી સ્ત્રિઓને, પ્રિય વાંચનાર. તમને જો આથી ખોટું લાગે તો માફ કરજો. વાંચનાર બેહેનો! તમારી પણ માફી માગું છું પણ વિનંતી સાથે જણાવું જોઈએ કે આવાં ચરિત્ર અને સ્વભાવ તજી દેજો.—જેને લીધે લલિતા સૂખચેન ને એશઆરામમાં દિવશ ગુજારતી હતી તેનેજ તે મારવા ઉભી થઇ તો તેને આપણે કેટલો ફીટકાર દેવો જોઈએ સ્ત્રિની બુદ્ધિ પાનીએ એ વાત ખચીત ખરી છે.—

શંભુલાલની આંખો હવે ઉઘડી. એકદમ ગાંડાની માફક તે લલિતાના ઉપર કૂદી પડયો—રાંડ, અત્યાર સુધી

તારી શીખવણી પ્રમાણે ચાલ્યો તેતુંજ આ ફળ કે! ખરે ખર તારા કહેવા પ્રમાણે હુંજ બેવકુફ કે મેં મારા નિર્દોષ ભાઇને વગર વિચારે, ને વગર તપાસ કર્યે, કહાડી મૂક્યો કે જેનું મેં સરખું પણ જોવા પામ્યો નથી. હે રાંડ! દુષ્ટ? શંખણી! તારેજ લીધે બિચારી સમરતને મેં ઘરમાંથી જુદી કાહાડી ને તારેજ લીધે રાંડ તેનું મોત થયું. હે રાંડ! દુષ્ટા! તારીજ શીખવણીથી તે જ્યારે અત્યંત માંદી પડી ત્યારે હું તેને જોવા સરખો પણ ગયો નહીં. હાય! હાય! હવે શું કરૂં? હે રાંડ તું આટલેથી પણ ધરાઈ નહીં ને છેવટે બાકીમાં હુંજ રહ્યો હતો તેને પણ તું મારવા તૈયાર થઈછું. પણ કરે તેવું પામે ને વાવે તેવું લણે તેમ મારે પણ મારાં કૃત્યનો બદલો ભોગવવો જોઇએ. તારી ભુલ તેમાં નથી, ના ના, આતો મેં મારા પવિત્ર ભાઈ ભોજાઇને વગર વાંકે ઘરમાંથી કાઢી મૂક્યાં તેનુંજ ફળ પામુંછું! ! આમ બોલી તે બધાની સાથ કચેરીમાં ગયો ને ત્યાં જઈ જણાવ્યું કે મેં લાંચ લીધી છે. જે શીક્ષા કરવી હોય તે કરો, હું તે ખમવાને તૈયાર છું-

—*—

## પ્રકરણ ૨૦ મું

આપણા મહારાજ થોડી વાર બળતા ઓરડાને જોઈ ને પુતળા માફક ઉભા રહ્યા. અને પછીથી તે ત્યાં દોડતા ગયા. આ વખતે સારા ભાગ્યે સુભદ્રાનો ઓરડો ઉઘાડો રહી ગયો હતો. આગ આગળ વધી છે. 'એવું જોઈને બીકની મારી જેમ તેમ ઝડપમાં નાશી જતાં તેને ઘણી ઠોકરો ખાવી પડી હતી—એક બે વારતો પડી પણ ગઇ હતી—જેમ તેમ કરીને વળી આગળ ચાલી—જ્યાં ચાર રસ્તા એકઠા

થયા ત્યાં આગળ થોભી, ડાબા હાથ પરનો ધોરી રસ્તો પકડયો-થોડે દુર ગઈ નથી એટલામાં તો કોઈ તેનાં લુગડાં ખેંચતું હોય તેમ લાગ્યું-

સુભદ્રાએ બીકની મારી ફરીને જોયું તો એક સ્ત્રીને દીઠી. જોતાં વાંતજ ઓળખી કે આતો મહારાજના ઘરની ચાકરંડી છે. સુભદ્રાએ વિચાર્યું કે જરૂર એ મને પકડવાને આવી હશે. પણ ધીરજ રાખી બોલી કે મને કેમ પકડે છે. મને જવા દે નહીં તો બુમ પાડીશ.

**લક્ષ્મી**—શા વાસ્તે બીહો છો? હું તમને પકડવાને આવી નથી. હું પણ નાશી જાઉં છું એમ કહીને તેણે એક પેટી બતાવી. તે સુભદ્રાની હતી.

**સુભદ્રા**—તમે કયાં જાઓ છો?

**લક્ષ્મી**— પાસેના ગામમાં જઉછું. ત્યાં મારી કાકી છે અત્યારે તો તેને ત્યાં જઈશું, પછી સવારમાં કયાં જવું તેનો વિચાર કરીશું. એમ બંને જણે તે તરફ ચાલવા માંડયું સુભદ્રાને તથા લક્ષ્મીને તેની કાકીને ઘેર જતાં મુકી હવે આપણે મહારાજના ઘરની ફરીથી એક વાર મુલાકાત લઇએ—મહારાજની સેવાની ઓરડી આગમાં ઝપાઈ ગઇ —ઉપરના મેડાને ઝાળ અડકી—સુભદ્રાને જે ઓરડામાં પુરી હતી તેને પણ આગે છોડયો નહીં—આટલું છતાં દુષ્ટ. લોભી, દાંભીક મહારાજે સુભદ્રા—એક ઉમદા જીવ —ગોપાળનો પ્રાણ- ચંદુની વ્હાલી બેનની, ખબર પણ જોઇ નહીં-નહીં-નહીં-એ બિચારા મહારાજનું મનતો પોતાના રૂપિઆમાં હતું-જે રૂપિઆ તેણે હરીદાસ પાસેથી લઈને તેજ સેવાની ઓરડીના એક ખુણામાં મુકેલા હતા- ભોગજોગે—મહારાજના સારે નસીબે-તે રૂપિઆ અનામત આગે મુંકી છાંડયા હતા—તે તરફ તેમનું મન દોડયું હતું.

હરીદાસ ભાઇની હવે આપણે ખબર લઈએ—જો કે આગનું જોર આટલું બધું હતું—વૈશાખ મહીનો હતો ભર ઊનાળો-પવન કહે મારૂં કામ-તણખા ઉડતા છતાં-નિરાંતે પોતાના દીકરાની—વર રાજાની-સાથે સાજનમાં મહારાજાના ઘરથી થોડે દૂર બેઠો હતો—સાજનના માણસોમાં ફક્ત તે અને તેનો પુત્ર—વર રાજા-બાકી કોઇ જોવામાં આવતું નહતું-વળી મનમાં ક્યારે આગ હોલાય ને વરકન્યા ચોરીમાં બેસે? એવા વિચારમાં ને વિચારમાં નિર્મગ્ન થઈ ઘડીકમાં ઉભો થતો-વળી બેસી જતો-વળી કંઈક લેહેર આવતીતો થોડે દૂર મહારાજના ઘર તરફ જઈ આવતો-વળી પાછો પોતાને સ્થાનકે આવી હાથ પર માથું ટેકવી વિચારમાં ગુંથાતો. મહારાજ હાંફલા-ફાંફલા થઈ ગયા-ઘોડાની માફક આમ તેમ દોડા દોડ કરી મુકી-ઘરમાં ગયા-પાછા ચોકમાં આવી સેવાની ઓરડી તરફ નજર નાંખતા-વળી મેડે ગયા-ત્યાં જઈ ખાટલા-પાટલા થાળી વાડકા વિગેરે એવી બીજી ચીજો ભટો ભટ નીચે ફેંકી દીધી ને કુંચીઓ ખોળવા મંડયાં-વળી પાસે પડેલું ધોવાનું ધોકરણું લઇને બળતા લાકડાને ધોવાં લાગ્યાં!!—એથી શું વળે—લુગડા બદલે જાણે લાકડું હતું અને નદીમાં પાણી રૂપે ઘરમાં આગ હતી!! વળી કંઇક સારા ભાગ્યે સુભદ્રા યાદ આવી—તે તરફ ગયા—જતાં જતાં ફક્ત તાળું માલમ પડયું—કુંચીઓનો પત્તો લાગ્યોજ નહીં તેથી કપાળ કુટવા લાગ્યા, ને બોલ્યા કે " હું મરી ગયો રે મારા બાપ "— રોવા કુટવામા સુભદ્રા ભુલાઈ ગઇ બાયડી છોકરાં પણ કયાંથી યાદ આવે!!!—તે બિચારાં યાદ કરાવવા ઉભાં રહે તેવાં નહોતાં—તે તો ક્યારનાંએ પોબારા ગણી ગયાં હતાં!!! આપણા મહા-

રાજ—અરે ચંદુના ગુરૂ—ધીઃક છે આવા ગુરૂઓને—બાપદાદાના નામ ઉપર પાણી ફેરવનાર—ખાધરા—તેમના દૂષ્ટ પુત્રોને !।—જેમ એક પતંગીઉં બળતા દીવાની જ્યોત ઉપર તલપો માર્યા કરે છે તેમ એ પણ જાણે તેમને આગ્ર છોડીને કંઈ જવું ગમતું ન હોય તેમ આગમાં ઝંપલાવ્યા કરતા હતા—ફરી એકવાર—છેલ્લીવાર તે નીચે ઉતર્યો—બળી ખાખ થયેલી શેવાની ઓરડી તરફ જવા લાગ્યો—એટલામાં હરીદાસ આવ્યો અને તેનાં કપડાં પકડી બોલ્યો કે લગ્ન ક્યારે કરશો ? કન્યા કયાં છે ? ચાલો આપણે બીજા ઘરમાં જઇએ. આપણા પરોપકારી મહારાજે જવાબમાં પાસે પડેલો કુહાડો ધીમેથી ઉપાડી હરીદાસના માથા ઉપર મારવા ઉગામ્યો—હરીદાસ જતો રહ્યો—મહારાજ તે હાથમાં લઇ આખા ઘરમાં ઘુમવા લાગ્યા—કશો ઉપયોગ તેનો કરે નહીં કે કોઇને કરવા દે નહીં—આગ ઓલવે નહીં કે ઓલવવા દે નહીં—પવન નરમ પડયો,—પાણીનું જોર તેમજ પોલીસનું જોર વધ્યું—આગ ધીમી પડી—મહારાજનું ઘર તોડી પાડયું—મહારાજને સીપાઇઓ પકડી પકડીને લઇ જાય—ને ઘડીકમાં હતા ત્યાં ને ત્યાં—મોત કેમ છોડે !!!—તેનો કાળરૂપ આગ હતી—છાપરાની વળીનો બળતો ભાગ તેની ઉપર પડ્યો—સામે તે પણ પડ્યો—હાથમાંનો કુહાડો પેટમાં પેસી ગયો—પેસતાં વાંતજ જીવ રામશરણ ચાલ્યો ગયો—ઘર બળી ખાખ થયું—મહારાજ તો ગત થયા—પણ તેમનાં બૈરી છોકરાનું શું થયું !?! કંઇ ખબર કે અંતર—પ્રિય વાંચનાર જો. તમને આપણા પરોપકારી, લોભી, દુષ્ટ, ખાધરા, મહારાજાના કદાચ છોકરાં મળે તો તેમને તમારી શ્રદ્ધાપૂર્વક પાઇ પૈસો દેજો હાંકે.—

# પ્રકરણ ૨૧ મું.

સુભદ્રા તથા મહારાજની ચાકરડી જેનું નામ લક્ષ્મી હતું તે બને જણ વાતો કરતાં કરતાં જતાં હતાં. તેઓએ લક્ષ્મીની કાકીને ઘેર જવાનો નિશ્ચય કરી તે તરફ ચાલવા માંડયું. મહારાજના ઘરથી થોડે દૂર ગયાં નથી તેટલામાં તો તેમને કાને ઘોડાની પડઘી સંભળાઈ, પાછું વળી બંને જણે જોયું તો એક માણુસ પૂર ઝડપી ઘોડે માર માર કરતો આવતો જણાયો. આ માણુસે તેમની પાસે આવતાંજ ઘોડાની ઝડપ ધીમી પાડી ઘોડો ઉભો રાખ્યો. અને તેને પૂછયું, તમે કોણછો? ને કયાં જાઓછો ? સુભદ્રા બોલી બાઈ જરા કામ છે. માટે અત્યારે જઈએ છીએ. આમ કહી આગળ ચાલવા માંડયું. આ જોઇ પેલા માણસે [મનમાં વિચાર્યું દેખાય છે તો કોઇ ફંકડી પણ લાવને પુછુંતો ખરો કે અત્યારે એકલી કેમ બહાર નીકળી છે તથા પેલી પેટી શેની છે ?] પૂછયું તારી સાથે આ બીજું કોણ છે ને તેના હાથમાં પેલી પેટી શેની છે? આટલી રાત્રે શા વાસ્તે ઘર બાહાર નીકળી છે. તેના ઉતરમાં કે આ અ-મારા મહારાજની ચાકરડી છે ને આમાં તેનાં લુગડાં લ-તાં છે. આ તેના હાજર જવાબથી પેલો માણુસ છક થઇ ગયો. પણ સાવધ થઈ તેણે સીસોટી મારી જેથી તે સાંભળીને આસપાસ છુપાઇ રહેલા ચાર પાંચ ઘોડેસ્વાર ચારે બાજુથી આવી એકઠા મળ્યા ને તે બંનેને ઉંચકી લઈ પોતાના એકાંત રહેઠાણું ભણી લઇ ચાલ્યા. આગળ જતાં જંગલ એટલું ઘટ અને ઉંડું આવ્યું. કે જેઓએ તેમાં વારંવાર મુસાફરી કરી ન હોય તેમને રસ્તો જડવો મૂસ્કેલ થઈ પડે. પણ આ માણુસોને તો રાત દિવસ રસ્તો પગે ચડી ગયેલો હોવાથી પહાડ, પથ્થર અને મોટાં વૃક્ષોના જથામાંથી

જતાં બહુ વિલંબ લાગ્યો નહીં. આ માણુસો કોણ હશે તેનીતો પ્રિય વાંચનારને ખબર પડી હશે. મહારાજના નગરથી ફકત ૩૦ માઇલને છેટેજ મેવાસમાં તેમનું ગામ હતું, અને આ માણુસો મેવાસી એટલે વાટ પાડુઓ અથવા બીજે રૂપે દિવસના ચોર, ઠગારા, લુટારા. ફાંસીયા કહેવાતા. જે માણુસે સુભદ્રાને રસ્તામાં રોકી હતી તથા જેણે પહેલ વહેલીજ પોતાના ઘોડા ઉપર લીધી હતી તેજ તેમની ટોળીનો મુખ્ય માણુસ હતો.

"પ્રભાતનો વખત છે. શીતળ હવા ને ઉના સૂર્ય દેવતાની હજી કંઇપણ અસર થઇ નથી—વાદળ શાંન્ત સુંદર ને નિર્મળ છે—તેજસ્વી પૂર્ણિમાનો ચંદ્ર, સૂર્યરાજના આવ્યાની આગળચેતી કરી શરમાઇ જઈ નાશી જવાને પ્રયત્ન કરે છે.—મોર. પોપટ, ચકલીઓ વિગરે પ્રાણીઓ પોતાનાં નાનાં બચ્ચાં વાસ્તે ચારો લાવવા કાળજીથી પાંખો ફફડાવી કળાહોર કરી મુકયો છે. ચોર, ઘુવડ, વાગોળો કુકડાનો 'કુકડી કુક' અવાજ સાંભળી ભયભિત થઈ અહીં તહીં ભરાવાની તૈયારી કરે છે; તેવે વખતે આ શાહુકાર ટોળી સુભદ્રાને તથા લક્ષ્મીને લઇ આ ગામમાં દાખલ થાય છે. સુભદ્રા અને લક્ષ્મી, તેમને ઉંચકી લઈ ગયા પછી બેભાન અવસ્થામાં આવી પડયાં હતાં. બંને સ્ત્રીઓને એકજ ઓરડામાં સુખાસન .ઉપર સુવાડી સાવધ કરવાની તજવીજ કરી. અને તેમની તહેનાતમાં એક બીજી બાઈને (તેમની બેનપણી—જે પહેલાં તેમની અવસ્થાએ અહીં આવી હતી તેથી બેનપણી) મુકી. પેહેલાં સુભદ્રાની આંખ જરાક ઉઘડી—વળી સહેજ ઉઘડી તરજ બંધ થઈ ગઈ—તેથી તે શુદ્ધિમાં આવતી હોય એમ જણાયું.—ફરી તેણે આંખ ઉઘાડી પણ ફકત એકજં ક્ષણુજ—વળી તે આંખ બીડી બેશુદ્ધ થઇ ગઇ.

લક્ષ્મી પણ આ વખતે હુંશીઆરીમાં આવી હતી-પોતે સુતી સુતી વિચારવા લાગી કે હું કયાં છું? સુભદ્રા કયાં છે? કોના ઘરમાં છું? ને આ નવતરી સ્ત્રી કોણ છે—વિચારમાં ને વિચારમાં આમ તેમ જોવા લાગી તો સુભદ્રાને પણ પાસેના ખાટલામાં સુવાડેલી જોઇ—સુતેલી જોઇને તેને કાંઇક ધીરજ આવી. અને આ ઘર વિષેની માહીતીને સારૂં પેલી નવતર સ્ત્રીને પૂછ્યું. "બેનં તમે કોણ છો?" પેલી સ્ત્રી બોલી "હું તમને સર્વ વાતથી વાકેફ કરીશ. હું પણ તમારા જેવીજ છું. પણ બેન કંઈ પાણી બાણી જોઇએ છીએ, ઉઠો દાતણ કરો કેમ નહાવાનું પાણી કાઢું?" વિગેરે વાત ચીત કરવા લાગી. પણ લક્ષ્મી તો એટલુંજ જણાવા માગતી હતી કે તે તથા સુભદ્રા કોના હાથમાં પડયાં છે, અને સુભદ્રા કેવી સ્થિતિમાં છે? તેથી બોલી ઊઠી "મારી સુભદ્રાને—મારી બેહેનને—અરે એક રત્નને જરાક બોલાવોને—અરે રે તે તો હજી બેશુદ્ધિમાં છે." આમ બોલી તેની પાસે જઇ તેને (સુભદ્રા) જગાડી અને દાતણ પાણી વિગરે કર્યા પછી બંને જણ પોતે કયાં છે ને કોના હાથમાંછે તેની વાતચિત કરવા લાગ્યાં. એટલામાં પેલા ચોરોનો સરદાર આવ્યો ને તેમની ખબર અંતર પુછી ઘોડેસ્વાર થઇ ચાલ્યો ગયો. તેના ગયા પછી સુભદ્રા, લક્ષ્મી અને પેલી નવતર સ્ત્રી જેનું નામ વખત હતું તે વાતો કરવા લાગ્યાં. છેવટે એવું નીકળ્યું કે "તેને પણ આજ દશ દિવસ થયાં પકડી આણીછે ને જે પેલો સરદાર હતો તે પણ તેવીજ રીતે પકડાયોછે પહેલાં જે સરદાર હતો તે હમણાંજ મરી ગયો છે. ને તેની પછી આ હુંશીઆર છે તેવું ધારીને આને બધા સરદાર માનેછે. તેમનો ને મારો વિચારછે કે અહીંથી હવે

ગમે તેમ કરી ભાગી છુટવું. પણ તેનો લાગ જોઇ રહ્યાં છીએ. બાકીના ચારતો ખરેખરા ચોરજ—વાટપાડુઓ છે. તે અમને બંનેને ઘરમાં અંદર પુરી બાહાર સાંકળ દઈને બારણાને મોઢેજ સુવે છે પણ અમે આ ઘરને બીજુબારણું છે ત્યાંથી રાતને સમે નાસી જઈ પાસેનું નગર જે અહીંથી માત્ર દસ કોશ છે ત્યાં રહીશું. તેજગામમાં મારૂં સાસરૂં છે અમે શી રીતે પકડાયાં તે કહેવાનો હાલમાં સમય નથી પણ છેવટે ટુંકામાં એટલુંજ કહુંછું કે રાતે તમે તમામ તમારૂં ઘરેણું કે સામાન જે હોય તે પેહેરી કરી જાગતાં સૂઈ રહેજો. એટલે ભાગતી વખતે વાર ન થાય. હું તમારે સારૂં તેમને ઘણી આજીજી કરીશ." આટલું કહી તે બિચારી ખાવા કરવા ગઈ. સુભદ્રા ને લક્ષ્મી વિચારવા લાગ્યાં કે શુ એ ખરૂં કહેતી હશે. વખતે તે આપણને એમ કહી છેતરતી તો નહીં હોય. 'કોણ જાણે' એવો બીજીએ ઉત્તર દીધો ત્યારે સુભદ્રાએ ઉંડો નિસાસો નાંખી જવાબ દીધો "ઈશ્વરાધીન જે થાય તે ખરૂં".

સાંજ પડી—સંધ્યાકાળનો સમય થયો છે—દિવસ પોતાનો વખત પુરો કરી બંધ થઈગયો છે—પશ્ચિમ તરફથી વીજળી ઘડિ—પળે પલકારા મારે છે—પવન મંદ મંદ વાય. છે—વાદળાં ચડી આવી ઘમઘોર અંધારૂ કરી મુકે છે—ઝરમર ઝરમર વરસાદ વરસે છે—ઘડીકમાં બંધ થઈજાય છે—ઘડીકમાં પાછો વરસવા લાગે છે—મોરો ટીઆંઉ ટીઆંઉ કરી શાંન્તીજંગલને તેમના પડઘથી ગજવી મુકેછે—એકલ દોકલ કાચા પોચાના શા ભાર કે આ વખતે ઘર બહાર પગ કહાડે. આ વખતે સુભદ્રાને લક્ષ્મી પેલી નવતર સ્ત્રીના કહેવા મુજબ બણી ઠણીને બારી આગળ જંગલ તરફ દ-ષ્ટિ નાંખી બેઠાં છે—ઘડીએ પલકે બારી સામું—જેમાં થઈ પેલી નવતર સ્ત્રી વખત આવતી જતી તે તરફ—તેની

રાહ જોતાં હોય તેમ ઈન્તેજારીથી જોતાં હતાં. પણ રાત્રિના દસ થવા આવ્યા ત્યાં સુધી કોઈ જણાયું નહીં. તેથી નિરાશ થઈ વિચાર કરવા લાગ્યાં કે "પ્રિય સુભદ્રા, શું પેલી આપણને છેતરતી તો નહીં હોય" સુભદ્રાને ધીરે રહી જવાબ દીધો—"ભગવાન જાણે—પણ તે કોઈ કામમાં રોકાઈ હશે—નહીં તો—તેના બોલવા ઉપરથી એમ જણાતું હતું કે—તે ખરા અંતઃકરણ પૂર્વક બોલતી હોય—પછી તો ઇશ્વર જાણે. કપટ કરે તેમ તો લાગતું નથી—પણ વખતે જો તેમ હોય તો **દગો કોઇનો સગો નથી** એ વાત હમેશાં યાદ રાખવી. સાંભળ,

**ઇંદ્રવિજય છંદ.**

'ફેરવી રૂપ દગાથી ફસાવી, અરે નર અંતર ફોગટ ફુલે;
છાની રહે નહિ છેક હમેશ, ખરેખરી વાત કદી પણ ખુલે.
ભોળવીએ ભરમાવી ભલે પણ, ભોળપણે ફરીથી નહીં ભૂલે;
કાગળ હાંડલી કોઈ કરે કદી, એકજ વાર ચડે પણ ચૂલે."

**દોહરા.**

"શીધે રસ્તે સાંચરે, તેતો પામે સૂખ;
ચપળ વળે છે કપટનુ, થાય દેહમાં દુઃખ.
જેહ કરે તે ભોગવે, જે વાવે તે ખાય;
જેહ ખોદે તેતો પડે, કળિજુગ તે કહેવાય.
જેના પ્રપંચ જેની કને, તેને છે તેનું પાપ;
જેહ કરે તે ભોગવે, વેદ પુરાંણે છાપ."

આટલું કહે છે એટલામાં વખત પુરૂષના વેશમાં આવી, ને બોલી. 'બેન તૈયાર થાઓ." આ જોઈ સુભદ્રા તથા લક્ષ્મી ચમક્યાં તો ખરાં પણ તેના સાદ ઉપરથી ને તેની ચાલવાની ઢબ ઉપરથી ઓળખી કે આતો તેજ સ્ત્રી પુરૂષના વેશમાં આવે છે. તેથી જરા ધીરજ લાવી પહેલી પોતે ઉભી થઈ ચાલવા માંડયું. હેઠળ આવ્યા પછી બંને

જણે તેમનો પેહેરવેશ બદલ્યો—માથે ફાળીયું વીટયું—કેડે પં ણ જાડું લુગડું વીંટયું—અંદર ઘાઘરો—ને તે ઉપર લેંઘો પેહેરેલો હતો. પાછલે બારણે થઇ બહાર ગયા. અહીં બે ઘોડા તૈયાર કરેલા જોયા. ઘોડા પાસે આવતાં વાંતજ પૂછવામાં આવ્યું કે "ઘોડે બેસતાં આવડે છે?" જવાબમાં 'ના' નીકળી કે તરતજ પેલા પુરૂષે સુભદ્રાને પોતાના ઘોડા ઉપર લીધીને પેલી નવતરી સ્ત્રીએ લક્ષ્મી લઇ બારણું વાશી—બળતો પુળો મુકી—ચાલતાં થયાં આ વખતે રાત્રિના બારનો અમલ થયો હતો. સવાંરના પાંચ છ વાગતાં તેઓ ધારેલે મુકામે જઇ પહોચ્યા. આ ગામમાં પેલી નવતર સ્ત્રીનું સાસરૂં હતું ત્યાં સર્વે ગયાં પેલા માણસે " સુભદ્રાને તથા લક્ષ્મીને તેમને ઘેર પહોંચતી કરજો કહી પોતાનો ઘોડો આગળ દપટાવ્યો. તે પછી કયાં ગયો તેની ખબર પડી નહી સુભદ્રાને લક્ષ્મી પેલી વખતને ઘેર દશ બાર દીવસ રહ્યાં આટલા દિવશમાં ઘરના સર્વે માણુસ સાથે એવાં તો હળી ગયાંકે સૌ તેને પોતાના ઘરના માણુસની માફક ગણુવાલાગ્યા

આમ માસ દોઢ માસ વિતવા આવ્યો—ચંદુની તેમજ ગોપાલની કંઇ ખરખબર મળતી નહોતી—તેમજ ત્યાં એકલા જવાય તેમ નહોતું—કરેશું?—જેમ તેમ મન વાળી બેશી રહેવું પડયું—મનમાં પ્રિય ગોપાલ—પ્રાણથી,વ્હાલો ભાઈ ચંદુ—તથા દાદી યાદ આવે—ને મને કાગળ સરખોપણ લખાય તેમ નહોતું--જેમ તેમ કરી થોડા દિન આમને આમ વિરહમાં ગાળ્યા. પછી એક દિવશે વખત સાથે તે બંને નદીપર ધોવા ગયાં—ત્યાંથી પાછાં વળતાં તે ગામના રાજાની નજરે સુભદ્રા પડી—આ રાજા હમેશાં અનિતીથી વર્તતો—રૈયતને પીડા કરીને ફકત પોતાનો ખજાનો તર રાખવામાં સમજતો—દેશમાં રૈયત સુખી છે કે દુઃખી તેની સંભાળની તે બિચારાને કંઇ ગરજ નહોતી—

સંભાળ માત્ર પોતાના પૈસા નાચરંગ અને મોજ શોખ તથા એશ આરામમાં ઉડાવવાની હતી—સુભદ્રા ઉપર નજર પડી કે ભોગ મળ્યા—સુભદ્રા જાતેજ એવી ફુટડી હતી કે પોતે જાણે ચિતાકર્ષક હોય તેમ દરેકનું મન ખેંચતી—આમાં તેનો બિચારાનો શો વાંક!—તેથી તે પણ મોહાંધ થઈ ગયો—તેથી તેણે (રણધારસીંહે) વખતના વરની મારફત તેને પોતાને ત્યાં લાવવાનો વિચાર કર્યો, કારણ કે તે તેના દરબારમાં નોકર હતો. જેમ વખત સુશીલ, ભણેલી તથા સદગુણી હતી તેવોજ તેનો વર પણ હતો. રાજાને મોઢે તેનાથી ના કહેવાય નહીં તેથી ઘેર આવી સર્વે વાત ચંચળની મારફત તેને કહેવડાવી. આથી સુભદ્રા બીની—પણ બીનીને કરે શું ? છેવટમાં મનસુખરામે—વખતના વરે—કહ્યું "કે તમે આજ રાતના અહીંથી જતાં રહો. કહો તો હું તમારી સાથે મારા વિશ્વાસુ ચાકરને મોકલું. ચંદ્રપૂર અહીંથી ૪૦ માઇલ છે ને આ લક્ષ્મીનું ગામ રાજપુર અહીંથી માત્ર ૧૨ માઈલછે. એટલે મારા ધારવા પ્રમાણે કાલે પહોચાશે. આજની રાત જો મરજી હોય તો આજ ગામમાં આ ચાકરને ઘેર છુપાં રહો પણ મારે ઘેર રહેવામાં તમારી આબરૂ સાચવવી મુશ્કેલ થઈ પડશે. પછી કાલે રાજાને તો હું ભરી પીશ. ગમે તેમ કરીને સમજાવીશ."—બિચારા મનસુખને ધર્મ કરતાં કર્મ નડયું—સારૂં કરતાં નઠારૂં નિવડયું—તેના મિત્ર—રે. આવા માણસને મિત્રની ઉપમા કેમ આપી શકાય—તેના એક ખોટું તાકનારા ઓળખીતાએ—મિત્ર અને ઓળખીતામાં ઘણો ફેર છે—આ સઘળી વાત ચિત સાંભળી—રાજા ઘણું સારૂં ઈનામ આપશે તેવી ઉમેદ રાખી તેજ વખતે રાજાને ત્યાં જઇ સર્વે વાત વિદીત કરી.

રાજાએ આ સાંભળી સાંજ પડતાંજ તેના (મનસુખના) ઘર પાસે છુપાઇ રહ્યો.

સંધ્યાકાળ પડી—દિવસે પોતીકું કામ પુરૂ કરી ચાલ્યો ગયો—સૂર્ય તો ક્યારનો એ આથમી જઇ બીજા દેશની વાટ લઇ જતો રહયો હતો. આ વખતે સુભદ્રા તથા લક્ષ્મી પોતાના ગામ જવા સારૂ નીકળ્યાં—આવજો, આવજો ના શબ્દ ચાલી રહ્યાં હતાં—ઘરથી થોડે દુરગયા પછી જ્યારે મનસુખરામનું કુટુંબ પોતાના તરફ શોકમય ચેહેરે પાછું વળ્યું—કે તરતજ રાજાએ સુભદ્રાને ઉંચકી લઈ દોટ મુકી પોતાના મેહેલમાં લઈ આવ્યો. લક્ષ્મી હાંફ્લી ફાંફ્લી, તેનું શું થયું ? શું થયું? તેની ધાસ્તીમાં આડે રસ્તે દોડી ગઇ.



## પ્રકરણ ૨૨ મું

પ્રિય વાંચનાર હવે આપણે લલિતા, શંભુલાલ તથા ભગવાનલાશને વિસારી દેવાં ન જોઇએ. તેમજ દિવાલી તથા તેના વર મોતીલાલને પણ તજી દેવા ન જોઈએ. ચાલો આપણે પહેલ વેહેલાં લલિતા તથા શંભુલાલની મુલાકાત લેઈએ. આપણે વાંચી ગયા છીએ કે શંભુલાલ કોર્ટમાં ગયો—ત્યાં જઈ પોતાના ઉપરનો આરોપ કબુલ કર્યો, હવે કોરટે તેના ઉપર શો હુકમ કર્યો તે જાણવાની આતુરતા તો હશેજ—માજીસ્ટ્રેટ દયાળુ હતો, તેને શંભુલાલના ઉપર દયા આવી—તેને ખાત્રી થઈ કે આ તેના ઉપર મુકાએલો આરોપ ખોટોછે—પણ શું કરે? શાક્ષી કોઈ મળે નહીં—શંભુલાલનું મન પણ ઠેકાણે મળે નહીં—વળી તેને ન્યાયથીજ વર્તવાનું હતું. તેને ખરૂં ખોટું તપાસી ચુકાદો આપવાનો નહતો. તેને તો ન્યાયથી તથા શાક્ષીની જુબાનીપરથી જજમેંટ આપવાનું હતું—શું કરે ? છતાં મનમાં દયા લાવી તેણે શંભુલાલના લાભ

માં ઘણો ખરો ચુકાદો આપ્યો. " શંભુલાલે ( તેના ઉપર મુકેલાં આરોપમાં વર્ણવેલા ) લીધેલા રૂપીયા પાછા આપવા. અગર છ માસ આશાન કેદ ભોગવવી " આજ તેનું જજ મેંટ હતું. શંભુલાલે પોતાનું ઘર જે લલિતાના નામપર ચ ડાવેલું હતું ને હાલ જે લલિતાના કબજામાં હતું તેનો ખ- રો માલીક પોતે છે એવું ઠરાવી વેચી દીધું–આવેલા રૂપીયા ભરી દીધા–સાસનથી દુર થયો–જોગી વેશ લઈ ચલ અભ્દૂ- ત કરી ભગવાનલાલની શોધમાં ગયો.

લલિતા તથા તેની માતો શંભૂલાલે જે દિવસે રૂપીઆ માગ્યા તેજ દિવસે ત્યાંથી ચાલી નીકળ્યાં. લલિતાએ પોતાનું ગરાણું તથા નોટો (રૂપીયાની) વીગરે કેટલોક કીંમતી સા માન પોતાની માને સોંપ્યો હતો—તેતો બિચારી આ આવ્યું કે આગળ જઈ દુર ઉભી રહી—ઘરમાં બાકી રહેલી જણ સો સામાન વીગરે પોતાથી લેવાય તેટલું લઈ ચાલી. ગીર ધર તથા તેની મા બંને આગળ ગયાં—લલિતા પણ તેમ ની પુંઠે ચાલી રસ્તો ભુલી--આડકત્રે રસ્તે ચઢી સંધ્યાકા ળનો સમય થયો હતો–સૂર્ય નારાયણ આ ગોળાર્ધ્ધ ની નિયમીત ચાકરી બજાવીને બીજા ગોળાર્ધ્ધ તરફ ચાલ્યા ગયા–વ્રક્ષ, ડુંગર, ગામ ઇત્યાદિને નિસ્તેજ કરતું ઘોર અં ધારૂં પુર્વે તરફથી દોડતું આવ્યું–વાટ અંજાણી–એક ટેક રો ચઢે તો બીજા ખાડામાં ધમ પડે–ઈશ્વરને સંભારે પણ શું કરે ?! કરે તેવું ભોગવે–તેનેજ બીચારીને એક લી અંધારી રાતે ઘોર જંગલમાં આમ તેમ અથડાવું પ ડ્યું—વાઘ વરૂના ભયંકર -હૃદય ભેદક અવાજ સાંભળવા પડ્યા–વાડમાં પડવું પડ્યું–અરેરે !!! એ બધુ શેને સારૂં !! પૈસાનેજ સારૂં !—બિચારી પોકે પોકે રડવા લાગી—પણ અ હીં ઘોર જંગલમાં રોયે શું થાય—

આ વખતે તેના શોકથી ખરેખર આખું જંગલ ત્રાસ-

દાયક જણાતું હતુ.—શાંતી સર્વ ઠેકાણે પ્રસરેલી—તેમાં વળી આવું તેનું રડવું—ગાંડા બૈરાની માફક ઉઠી ઉઠી છાજીયાં લેવાં—તેનું લાંબા રાગે મોં વાળવું વિગેરે સાંભળી ખરેખર અમને તો ત્રાસ ઉપજે છે—ખુબ રોઇ રોઇને થાકી—ત્યારે જ્યાં બેઠી હતી ત્યાંની ત્યાંજ સૂઇ ગઈ, આંખ મીચાંય કે વાઘના બરાડાથી, રે! બાપ ખાધીરે! કરતી છળી ઉઠે—વળી જરાક શાન્તિ પામી સૂઇ જાય. એમ કરતાં સવાર થઈ—વા હાણું વાયું—રાત્રિ,—સૂર્યનારાયણની સ્વારીનું પધારવું જાણી પલાયન કરતી માલમ પડી—તારા પણ એક પછી એક ખસવા લાગ્યા—આ વખતે લલિતા પણ જાગી ઉઠી—આગળ ચાલવા માંડયું—આશરે અર્ધ ગાઉ ગયા પછી એક ચારે કાંઠે વેહેતી નદી આવી—હવે શું કરવું ? એનો વિચાર કરવા લાગી—હવે મારે જીવી શું કરવું! એવો વિચાર કરી અંદર પડી—તણાતી ચાલી—પાણીનું વહેવુ ઘણું ઝડપથી હતું—પાણી જો કે ઘણુ ઉડું નહોતું પણ ગમે તેવો માણસ હોય તેને પોતાની ચકરીમાં લઇ સાથે તાણી ગયા વિના છોડે તેમ નહોતું—તેમાં તો વળી લલિતા પોતાની મેળે અંદર પડી—પડી એવીજ બેશુદ્ધ થઇ ગઇ—આશરે સાંજના ત્રણ ચાર વાગે પુષ્પાવતી નગરી આગળ જઇ પહોચી—અહીઆં નાનાંનાનાં મછવા લઇ માંછલા પકડવા આવેલા માણસોએ તેને જોઇ—વળી તેની પોટલીને પણ પકડેલી તે પણ વેરમછેરા થઇ ગયલી હતી—આવું જોઇ। તેમણે તેને બહાર કાઢી—બહાર કાઢી પોતાના ઘર તરફ ચાલવા લાગ્યા—લલિતા હજુ બેભાન હતી—એટલામાં એક ગુણકા જે ત્યા ફરવા આવી હતી તેણે આ રૂપવાનં બાઇને બેશુદ્ધ ઘેર લઇ જતાં જોઇને પુછ્યું—પુછેથી ખબર પડી કે “આ સ્ત્રી બેભાન અવસ્થામાં નદીમાં તણાતી તણાતી આવતી હતી”—“ આ સ્ત્રી ”

અને આવતી હતી " એટલા શબ્દ તેના કાનપર પડયા કે તરત તે સમજી કે આમાંનું કોઇ તેનું સગું નથી અને આ ગામની પણ નથી "—

આથી જાણે તે એકદમ ચમકી ઉઠી હોય તેમ કરી તેનું બરોબર મોં નિહાળી બોલી ઉઠી " રે બેન, બાપુડી તું ક્યાંથી આવી રે, " તને શું કામ નદીએ આવવું પડયું રે બેન " આ પ્રમાણે તે રડવાનો ઢોંગ લઇ બેઠી- પેલા ખારવા તો ચકીત થઇ ગયા કે આ શું ? તેથી તેમણે પૂછ્યું કે કોણ છે ? ને તમારી શી સગી થાય કે તમે આમ રડોછો ? જવાબમાં મારી બેનની છોકરી થાય છે રે બાપ" આમ કહી તેમને હાથમાં બે રૂપિઆ ધર્યા.-આથી પેલા બિચારા ખારવાઓ ખરૂં માની તેને પેલી વેસ્યાની ગાડીમાં બેસાડી પોતાને કામે લાગવા ગયા- વેસ્યા મનમાં ખુશી થતી-આ મુર્ખાની મુર્ખામી ઉપર હસતી ગાડી હંકાવી પોતાના સોબતીને (લલિતાને) લઇને ચાલી.—

હવે આપણે ભગવાનલાલને વીઝીટ (મુલાકાત) આપીએ. ચાલો પ્રિય વાંચનાર અમારી સાથે સામેલ થઇ તેમને પૂછો કે કેમ વહાલા ભાઈ ? ખુશ. તબીયત કેમછે? આજ તો આ પ્રિય ભાઇ આ શેહેરના દીવાનની પદ્દીએ બિરાજેલા છે-આપણે વાંચી ગયા કે ભગવાનલાલને કોસુંબી નગરીમાં માજીસ્ત્રેટની જગા મળી હતી—ત્યાંથી રજા લઇ. પોતાને વતન ગયા હતા—ત્યાં તેમની પ્યારીનું મૃત્યું થયું હતું—ત્યાંથી નીકળી તેઓ પોતાના એકના એક પુત્રને સાથે લઈ રત્નપુર આવ્યા હતા—અહીં ગોપાળ (તેમના વા'લા પુત્રને) ને નિશાળે મુકી તથા તેમના એક દોસ્તદારની દેખરેખ તળે મુકી પોતે પાછા કોસુંબી ગયા—ત્યાં ગયાને થોડા દિવસ પછી તેમને અહીં પુષ્પા

વતી નગરીના અખંડ પ્રૌઢ પ્રતાપ મહારાજાધિરાજ શ્રી પ્રતાપસિંહજી સાહેબના બોલાવવાથી તથા તેમને દિવાન પદ્વી આપવાથી આવ્યા હતા—આ મહારાજાધિરાજ વિદ્વાન—સુશિષિત—પરમ પુરૂષાર્થી, ઉદાર, વિદ્વતા અને બુદ્ધિ કૌશલ્યમાં શ્રેષ્ટ છે—એઓ સાહેબ ગુર્જ્જર પ્રજા અને ગુર્જ્જર ભાષાના ઉત્કર્ષ સારૂ સદા ઉત્કંઠીત છે—તથા તેમ કરવાને યત્ન કરે છે—ધન્ય છે આવા વિદ્વાન સુર્યવંશી÷પ્રતાપી પ્રતાપસિંહ રાજાને!—ધન્ય છે એવા શુરા ક્ષત્રીઓને!—ને ધન્ય છે તેમના રૂડા, પ્રમાણીક એક નિષ્ઠાવાળા દીવાનોને!—રાજા પંડે દેશમાં ચાલતી સર્વ ભાષા જાણે છે પોતે ન્યાયીને ધર્મશીલ હોવાથી પ્રજા પણ નિતિવાન, ન્યાયી, ધર્મશીલ, મેહેનતુ, રાજભક્તિમાં તત્પર હોય તેમાં શી નવાઇ! કેમકે કહેવતછે કે **यथाराजातथाप्रजा** As the King, so the subject.

---

૧ હાલના રાજાઓનો સામટો વીચાર કરીશું તો માલમ પડશે કે તેમનું અફીણને મદિરામાં સત્યાનાશ વળી ગયું છે—તેમનામાં સ્વદેશભક્તિ નિર્વંશ થઇ ગઇછે—આમાંના કેટલાક તો વેસ્યાની જાળમાં તો કેટલાક કારભારીના કહ્યામાં હોય-પછી તેઓ જેમ કહે તેમ કરે તેમાં શી નવાઇ! વળી આમાંના કેટલાક તો બીકણુ, બાયલા, કૃપણ અને અજ્ઞાન ને આળસુ હોય છે.

પછી સ્વદેશાભિમાન સારૂં ભાષણો આપો—સ્વદેશાભિમાનની ચોપડીમાં લખો તો પણ શું થયું. હાલના અજ્ઞાન અને કૃપણ રાજાધીરાજને તે તો શા કામની? તે તો બિચારા અફીણની લેહેરમાં ઝોકાં ખાય કે ચોપડી વાંચે કે વંચાવે-વળી જો લેહેર ઉતરી ગઇ હોય તો તેઓ સેલ સપાટા કરવા વેસ્યાને ઘેર પધારે કે આથી સ્વદેશા

હવે આપણે થોડુક દીવાળી તથા મોતીલાલ વિશે જાણવું જોઇએ.–મોતીલાલને ચંદ્રકાન્તીમાં ન્યાયાધીશની જગા મળી તે આપણે વાંચી ગયા. પછીથી શું થયું તે જાણવું જોઇએ—ચંદ્રકાન્તીના વજીરે પોતાના હાથ નીચે જગા આપી હતી–મોતીલાલના સ્વભાવે તથા કામકાજ કરવાની ચપળતાએ તથા સદગુણોએ કરીને તે સર્વનો પ્રિય થઇ પડયો હતો–પણ વિરહે કરીને તેનું મન સદા મદનાગ્નિ ઝાળે બળતું હતું તેને કંઇ સુઝતું નહોતું—વિયોગ શબ્દ ઘણો ભયંકરછે તેવું આજજ તેના કલ્પવામાં આવ્યું. "વિયોગથી જેટલું પતિને દુઃખ થાયછે તેટલું જો તેની સ્ત્રી સદગુણી હોયતો તેને પણ સાલેછે. જેમ કોઇ ભરજુવાનીમાં આવેલો પુરૂષ ક્ષય રોગથી ગુપ્ત રીતે ખવાઈ જાયછે તેમ પતિવૃતા સ્ત્રી તથા તેનો પતિ વિયોગ રૂપી ઝાળથી બળતો જાયછે—રે ગળાતો જાયછે. જે મારૂં શરીર દિન પ્રતિદીન ગળાતું જાયછે તેનું કારણજ આ વિયોગ છે—વિયોગ શબ્દ મારા અંતઃકરણ ઉપર ઘણી સત્તા ચલાવેછે—અમારી વચ્ચેના બેહદ પ્યારને લીધે મારી સ્ત્રીનો વિયોગ મને બહુજ દુઃખ કરેછે—રે સાલેછે. જો કે હું દારૂબાજ હતો તોપણ તે મને અતિશય ચાહતી હતી–આ ઊપરથી એટલું તો સાબિત થાયછે કે પવિત્ર સંબંધથી જોડાએલાં સ્ત્રી પુરૂષ વચ્ચે અગર કોઇ બે જણ વચ્ચે ઘણો પ્યાર–પ્રેમ કદી

---

ભિમાનની ચોપડીઓનાં દર્શન કરો આવા નામના Nominal રાજાઓથી હિંદુસ્તાનને શો લાભ! તે તો બિચારા અંદર અંદર કુસંપ—કજીઓ કરે કે પછી તમને–ગુર્જ્જર ગ્રંથ કર્તાઓને આશ્રય આપે।। અરે રે! જ્યાં જોઇશું ત્યાં કુસંપ! કુસંપ! ને કુસંપજ!! કુસંપેજ હિંદુસ્તાન પાયમાલ થયો છે.

રાખવો નહીં કારણકે જ્યારે બંને વચ્ચે વિયોગ પડેછે ત્યારે ઘણીજ માઠી દશા થાયછે, અને કદાચ તેમનું મૃત્યુ પણ થાયછે-તેમ મારે પણ કદાચ થશે-કદાચ કેમ! થશેજ, થશેજ એમ બોલતો બોલતો ઘરછોડી ચાલ્યો ગયો—પ્રેમ કેવી' ચીજ છે. !! છેવટે બિચારો મોતીલાલ કૌસુંબી નગરીએ આવી પહોંચ્યો-નદી ત્રટ ઉપર આવી થોભ્યો-સવારનો વખતછે-કામનીઓ નાવા ધોવાને અત્રે આવેલીછે-કેટલીક આવેછે-કોઇ પોતાની સાસુનું તો કોઇ નણંદ જેઠાણીનું ભુડું બોલેછે-કેટલીક પોતાના પરદેશ ગયા ધણીની રાહ જુવેછે તથા પોતાની સખીને તે વિશે કહેછે. કે'અલી બેન આજ જરૂર એ આવશે. આજનોજ એમણે વાયદો કરેલો છે'-તો કેટલીક દુષ્ટાઓ પોતાના પતિને ગાળો ભાંડેછે-ને કેટલીક પોતાના ભ્રમર રૂપી ઉછાળાથી તથા તેના ચાળાને હાવ ભાવથી પુરૂષના મન હરેછે ને હરી લીધેલાઓને ચેષ્ટાથી ખુશી કરી પોતાની દુષ્ટમુરાદ પાર પાડેછે. આવી સ્ત્રીઓની વાત ચિત સાંભળ્યાથી તેને પોતાની સ્ત્રીની દશા યાદ આવેછે-તેથી રે પ્રભુ! હું શું કરૂં? મારી પ્રાણપ્યારી પણ ક્યાં હશે આમ વિચાર કરેછે એટલામાં દીવાળી તથા તેની સખી તેજ વખતે પોતાના ભરથાર વિષે વાતો કરતી આવેછે, તેમને જોઇ મોતીલાલ બોલ્યો મારી સ્ત્રી પણ આ બીજી જે મારા તરફ આવેછે તેવીજ હતી તો, પણ કોણ જાણે અત્યારે તે ક્યાં હશે, મને તે યાદ કરતી હશે, ના નહિં નહિં, મારા જેવા દુષ્ટને ક્યાંથી યાદ કરે!!! અરે આ કુમારીકાએ અને આ સ્ત્રીએ મારૂં મન હરી લીધું-ખરેખર તેને ભેદી નાખ્યું, હું તેમના સામુ ચકોર પક્ષી ચંદ્રમાને જેમ એકી નજરે જોયા કરે છે તેમ જોયા કરૂંછું તોપણ તેતો મારા સામુંજ જોતીએ નથી-આ સ્ત્રીની બોલવાની છટામાં તથા ભાષામા

કેવી માધુર્યતાછે!! અરે પ્રભુ! તેં શું આવી સ્ત્રી આપીને પાછી ખુંચીજ? લીધી ! ! ! શું તેં મને મારા પાપ ની ને કુકર્મની શિક્ષા કરી?! અરેરે આતો પાછી પણ જાયછે. એટલામાં દીવાળીની નજર તેના ઉપર પડેછે—તેની પણ આવીજ અવસ્થા થાયછે—તેણે પોતાની સખીને કહ્યું કે આતો મારા સ્વામીનાથ જેવા લાગેછે. પણ મારાથી તેમને કેમ પૂછાય? ચાલો આપણે ઉતાવળથી ઘેર જઇએ અને ભગવાનલાલને આ વાત કહીએ. સખિએ તેના પ્રત્યુત્તરમાં કહ્યુંકે બેહેન, તું એકલી ઘેરજા. હુંજ તેની પાસે જઇ સઘળી તપાસ કરૂંછું એટલામા તું ભગવાનલાલને મોકલ" એમ કહી દીવાળીને ઘેર મોકલી—પેલી કુમારીકાએ સઘળી વાત પૂછી લીધી—તેને માલમ પડયું કે ખચિત આ તેનો વરછે—એટલામાં ભગવાનલાલ આવ્યા—તેને ઘેર લાવ્યા. બંને દંપતિનો મેળાપ થયો—એમ થોડા દિવસ ગયા પછી ભગવાનલાલ રજા લઇ પોતાને સ્વદેશ કર્ણાવતી આવ્યો ને મોતીલાલનું કનકાપુરીમાં દિવાનની જગ્યા ખાલી પડેલી હતી ત્યાં ચોકઠું બેસાડી દીધું.

---

## પ્રકરણ ૨૩ મું.

સુભદ્રાને આ ઓરડીમાં પૂર્યા પછી કેટલીક વારે તેને ભાન આવે છે અને પશ્ચાતાપ કરવા લાગે છે. હાય! હાય! હું અહીંઆ કયાંથી? આ શું? આ પ્રભુ! હાય! હાય! હવે મારૂં શું થશે! ખરેજ? મારી લાજ લેવાશે. ઓ ઇશ્વર! તું મનેજ ખરાબ કરવા બેઠો છે એમાં જરા પણ ફેર નથી. મારો ચંદુ અત્યારે કયાં છે? અરે રે મારો પ્રાણનાથ, મન ઇચ્છીત વર ગોપાળ, પણ અત્યારે કયાં હશે? શું તેમને જરા પણ દયા નહીં આવતી હોય! અરે

સર્વજ્ઞ પરમેશ્વર આ મારી દશા શી!! અરે રે! લક્ષ્મી પણ મને મૂકી ચાલી ગઈ! પણ તે ક્યાં ગઇ હશે? અરે રે હું હવે બીજી લલિતા થઇ કે મારી પણ દશા બીજી ચંદ્રમુખીના જેવી થઇ! પણ રે! રે! તેમના વર એવા કુપુત્ર નીકળ્યાને તેથી એવી દશા થઇ મારે તો તેમ નથી!! હાય! હાય! હવે હું મારો આવરદા કેમ પૂરો કરીશ! અરે રે પેલું આવતું કોણ જણાય છે! હાય! હાય. એજ પેલો દુષ્ટ રાજા આવ્યો હાય! હાય! હવે મારૂં શું જોર? આપઘાત કર્યા સિવાય બીજો કંઇ ઇલાજ નથી એમ કરીને ગળે આંટી નાંખી તાણવા જાય છે એટલામાં રણધીર સિંહ દાખલ થાય છે—તેને જોઈને તે બેભાન થઇ પડે છે. રણધીર તેની ખુબ સુરતી જોઇને.

### શાર્દૂલ વિક્રીડિત વૃત.

પૃથ્વી ઉપર કોઇ આવિ લલના, સારગ નેની ભલી!
આ તે ચંદ્રમુખી તજેલ પરિ છે, દીઠે ન સ્વપ્ને વળી!!
મૃત્યુ લોક વિશે તપાસ કરવા, ઉડેલ કો જોગિણી!
કે રંભા[1] કૈલાશથી અવનિમાં, આવી લેઇ મોહિની!
છે શું દેવિ અધીક રૂપવંતિકો, નાના નથી માનવી!
એ તો છે રતિ[2] ઓળખી શક વિના, બીજી નહીં માનવી!!
ના, ના, ના, બ્રહ્મદેવ ચંદ્ર ઘડતાં, જે શેષ બાકી રહ્યું!
કીધાં છે મન મોહની જગ વિશે, મેં હોવા મનૂષ્યો સહુ!!
ચુક્યો ચાતક ચંદ્ર માનિ અહીં તું, જો કેશ છુટા પડ્યા!
નક્ષત્રી નથિ દિસતાં પણ અરે, છે દંત હીરે જડ્યા!!
સૂની વલ્કલ કાઢિ[3] નાંખે વપુથી[4], આ છોજ શૃંગાર છે!
સાળૂ વાદળિ પહેરી મેદી ચરણે મૂકેલ અત્યાર છે!!

---

૧ અપ્સરા. ૨ કામદેવની સ્ત્રી. ૩ કમખો. ૪ શરીરથી.

## માલની વૃત.

મનહર મુજ પ્યારી, ચિત્ત આકર્ષ નારી,
પલક પલક ધારી, જોઉં છું હું કુમારી;
ભુખ તરશ ન ભારી, શૈલ્ય છે એમ સારી,
સખત જખમ નારી, લાગતી શી કટારી.
હરણ તન કરે છે, પ્રાણ પ્યારી પરે છે,
કબજ દિલ ન ર' છે, ભેટવાને ચહે છે;
નિમીષ ધીરજ જે છે, ચિત્ત તો ભૂલવે છે,
નયન મન ડસે છે, ભાલ બેટા કહે છે!

(આર્ય પ્રજા.)

એમ કહીને લાવને તેને ઉઠાડું એમ કહી તેને અડકવા જાય છે તેવીજ જાગી ઉઠે છે તેથી તેની પ્રત્યે બોલ્યો. અરે પ્રાણ પ્રિયા, મારા પ્રાણ કરતાં પણ વાહાલી, મારા હૈયાના હાર, તું કેમ બોલતી નથી? પ્યારી કંઇક તો બોલ. તારા મધ જેવા મધુર ભાષણથી મને તીડની માફક ભૂખે મરતાને તું શાંત પાડ. પપૈયા જેમ વરસાદને વાસ્તે ટમટમી રહે છે, તેમ હું પણ તારૂં બોલવું સાંભળવાને ટમટમી રહ્યો છું. હું તને મારી પટરાણી કરવાને ઇચ્છું છું. લુગડાં ઘરેણાંની તો તને કશી કસરજ રહેશે નહીં. લક્ષ્મીને તારી લુંડી કરીને રાખીશ. તું જેમ કહીશ તેમ હું વર્તીશ. તું મારો રાજમેહેલ શોભાવવાનેજ જન્મી છું એમ લાગે છે. ઇશ્વરની પણ એમ મરજી હોય તેમ લાગે છે માટે જો તું મારી ને એની મરજી વિરૂદ્ધ ચાલીશ તો અંતે તારૂં કંઇ ચાલશે નહીં: કેમ શો જવાબ દેછે?

**સુભદ્રા**—એ વાત કદી બનનારજ નથી. તમે તો મારા બાપ ભાઇ જેવા છો.

**રણધીરસિંહ**--ગમે તેમ હો, પણ હું કહું છું તેનો

શો જવાબ દે છે? તું ના કહીશ તો એમાંથી કંઇ સાર કહાડનાર નથી. માટે કહું છું કે તું મારી સાથે લગ્ન કરવા હા પાડ તથા મારા મનોરથ પૂરા કર.–મારાથી હવે વધારે વાર રહેવાતું નથી. જો હાલમાં નહીં માને તો પ-છ્છીથી પસ્તાઇશ. માટે કહું છું તે માન.--

**સુભદ્રા**--નહીં, નહીં એ વાત કદી બનનારજ નથી. હું બીજી અજ્ઞાન સ્ત્રીઓના જેવી નથી કે જેથી તમારાથી ઝટ ભોળવાઇ જવું ને મારૂં શીયળ ભંગ કરૂં-પણ યાદ રાખો કે તે કોટી ઉપાયે પણ ભંગ થશેજ નહીં, તમે જે મેહેનત કરો છો તે વ્યર્થ છે, અને તમારા આ દુષ્ટ કૃત્યનો બદલો ઇશ્વર તમને કોઇક દિવસ પણ આપશેજ-ગમે તો તે આ દુનિઆમાં મોડો વેહેલો મળ્યા વગર રેહેશેજ નહીં. એ નક્કી યાદ રાખવું,

કેમ કે કહ્યું છે.

"Raro Ante Cedentem scelestum
"Deseruit pede pœna clando"
Hor. Leb. 3 car. 2.

i. e. A sinful man can never escape punishment.

અર્થઃ—પાપી માણુસને તેના કાર્ય પ્રમાણે શીક્ષા થયા વગર રેહેતીજ નથી.

તેમજ કેહેવત પ્રમાણે "જૈસા કરેગા સો પાવેગા" કરણી તેવી પાર ઉતરણી—આમ બોલી પછી કહ્યું કે.

**जारंचौरेत्यभीविंदनद्वाप्यःपंचशतंदमं ॥१॥**

અર્થ-સોનાની ચોરી કરનારને જેટલી શીક્ષા થાય તેના કરતાં પંચાવન (૫૫) ગણી શીક્ષાને વ્યભિચારી માણુસ પાત્ર થાય છે.

વળી પરમ દયાળુ પરમેશ્વરે જનાવર કરતાં માણુસોમાં તર્કશક્તિ ને ધર્મવૃતી, મુકેલી છે. એ ચીજો તમને ખરૂં ખોટું સમજવાને આપેલી છે માટે તેનો સારો ઉપયોગ નહીં કરો તો તેને માટે પરલોકમાં પ્રભુની આગળ જવાબ દેતાં ગમારની માફક પસ્તાશો. માટે આવા અલ્પ માયીક સુખનો આભાસ મનમાંથી કાઢી નાંખી નીતિ તથા ભક્તિ વડે તમારા અમર આત્માને અંનતા કાળ સુખ મેળવવાંને વાસ્તે બનતા પ્રયત્નો કરો, કારણ કે આ દુનિયામાંથા તમારાં સુકૃત સિવાય બીજુ કંઇ તમારી સાથે આવવાનું નથી તેથા.—

ભાવે ભજો ભગવાનને, ભાઇ ભુલો ન ભાનજી;
મમતા વડે શું મચી રહો, અંતે સઘળું સમાનજી. ૧
કોનાં ઘરાં, ધન, ધામ આ, મેલી જાવું મશાણજી;
પુત્ર કલત્ર કુટુંબીયો, સાચી સમજો સરાણજી. ૨
**ભોગ વીલાસ ભલા નથી**, બાંધે બંધન માંહીજી;
**વિષ શરખા વિષયો વિષે**, કેમ અથડાય આંહીજી. ૩
સંસાર સ્વપ્ન સમાન છે, સુખ મૃગજલ જેમજી;
આધિ ઉપાધિને વ્યાધિથી, તાપ ઉપજે છે તેમજી. ૪
તન મન વશ કર કોડથી, વૃથા જીવિત જાયજી;
લાઇ લાગ્યે કુપ ખોદતાં, શાણાં શું ફળ થાયજી. ૫
અનુભવ હોય છે એમને, જેને પેટમાં પીડજી;
કેશવ પ્રભુ ભજવા વિષે, ભાગો ભવની ભીડજી. ૬

વળી તમે પારકી સ્ત્રી ઉપર બદ નજર કરી તથા તેમની સાથે વ્યંભિચાર કરી ખુશ થાઓ છો પણ કોઇ તમારી જ સ્ત્રીને કે સગાંને કરશે તો તે તમને કેવું લાગશે? માટે તમારો ધારેલો વિચાર જવા દો ને મને હેરાન નહીં કરો. તમે કદી જોર જુલમ કરશો તો આત્મઘાત કરીશ

અને તેનું પાપ તમારે શીર છે. હું કદી મારૂ શીયલ ભંગ થવા દેનાર નથી.

આ સાંભળી રણધીરસિંહે વિચાર્યું કે આટલી આટલી સ્ત્રીઓ જોઇ તેમાં ખરેખરી પતિવ્રતા તો આજ જોઈ. ખરેખરી લલિતા કે ચંદ્રમુખી તો આજ નહીં હોય ! આટલું બધું કર્યું તો પણ તેને કશી અસરજ થતી નથી કેમકે શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

सपत्तौपाविपत्तौचमहतामेकरुपता
समुद्रश्चैकरुपोहसदाभातिघरातले ॥१॥

અર્થઃ—સંપત્તિ અથવા વિપત્તિ છતાં પણ મોટા માણુસનો સ્વભાવ બદલાતો નથી, સમુદ્ર મોટો છે તે નિરંતર એકજ રૂપે જણાય છે.

વળીઃ—

छिन्नोपिचंदनतरुर्नजहातिगंधं
वृद्धोपिवारणपतिर्नजहातिलीलां
यंत्रार्पितोमधुरतांनजहातिइक्षु
क्षीणोपिनोत्यजातिशीलगुणान्कुलीनः॥२॥

અર્થઃ—જેમ ચંદન વ્રક્ષને ભેદતાં પણ પોતાની સુગંધ તે તજતું નથી, અને જેમ હાથી વૃદ્ધવસ્થાને પોહોંચ્યા છતાં પણ તે પોતાની ચાલવાની છટા કદી પણ છોડતોજ નથી; અને જેમ શેલડીને કોલમાં ઘાલીને પીલેછે તો પણ પોતાની મધુરતા છોડતી નથી, ને કુલીન પુરૂષ કદાપિ દુઃખાદિકે કરીને ક્ષીણ થાય તો પણ તે પોતાનો ઉત્તમ સ્વભાવ અને શ્રેષ્ઠ ગુણ તજતો નથી.

પણ—મારૂં મન ક્યારે રીઝવીશ ત્યારે?

સુભદ્રા-મેં તમને હજાર વખત કહ્યું કે તે કોઇ દિવસ બનનારજ નથી.

રણધરસિંહ--(મનમાં) હું જરા ધીમે બોલું છું એ ટલે મારા ઉપર ચઢી બેસે છે એમ ધારી તે તેને એકદમ બાઝવા જાય છે એટલામાં.

સૂભદ્રા( ધક્કો મારી)--જો તમે મારી પાસે આવ શો તો હું તમને શ્રાપ દઇશ જેથી તમે બળીને ભસ્મ થઇ જશો માટે અહીંથી ચાલ્યા જાઓ.

રણધરસિંહ--( મનમાં ) ચાલ ત્યારે હમણાં નહીં માને વળી દરબારમાં જવાનો વખત થયો છે. એમ વિચા- રી બારણું વાશી બાહાર એક અફીણીયા સિપાઇને બેસા ડી પોતે દરબારમાં ગયાને ઉતાવળમાંને ઉતાવળમાં સાંકળ વાસવી ભુલી ગયો.

બારણું જરાક અઢખોલું દેખાયાથી તે ઉભી થઇને બાર ણું ઠેલ્યું તો ઉઘાડું માલમ પડયું તેથી,

સુભદ્રા ( મનમાં)--ઠ્યો ઠીક થયું. ઉતાવળમાંને ઉતાવળમાં મારેજ વાસ્તે બારણે સાકળ વાશી નથી. હ વે અહીંથી જતા રહેવાને લાગ ઠીક છે, બાહાર સિપાઇ છે તે પણ અફીણી-અફીણના લેહેરમાં ઝોકાં ખાય છે. એમ કહી બારણું ઉઘાડયુંને જોયું તો કોઇ મળે નહીઃ પણ એટલામાં ત્યાં બીજા સિપાઇના લુગડાં પડેલાં હતા તે ઉપુર નુજર ગઈ. તે ત્યાંથી તે લૂગડાં લઇ પહેરી ને અગીઆરા ગણી ગઇ. અને ગામમાંથી નીકળી આશરે દોડ બે ગાઉ ગયા પછી પાછો પોતાનો પોશાક પેહેરી એક શેહેર તરફ આવી. ત્યાંના દરવાજા આગળ બેશી વિચાર કરેછે કે અહીં હવે શું કરવું. અહીં રહી

ખબર કહાડી તો ચંદ્રપુર ૬૦ માઇલછે ને કનકાપુરી ફકત ૨૦ માઇલ છે એમ માલમ પડ્યું. તેથી ત્યાં દિવશે પહોંચાશે એમ ધારી આજનો દિવસ અહીં રહી વળી સવારે ચાલીશું, એમ ધારી ત્યાં રહેવાનો નિશ્ચય કર્યો

## પ્રકરણ ૨૪ મું.

આપણે વાંચી ગયા કે સુભદ્રા નગર આગળ સવાંરમાં આવી પહોંચી હતી. બિચારી સુભદ્રા થાકી પાકી નગર બહાર એક ઓટલા ઉપર જરા વારજ આડી થઇ છે. થાકે કરીને અને દુઃખે શ્રમીત હોવાથી—ત્યાંજ ઉંઘી ગઇ. પરંતુ મનમાં ધાસ્તી હોવાથી વારંવાર ચમકી ઉઠતી—વળી સુતી—વળી પાછી ઉઠી બેઠી થતી. મરજીમાં આવે તેમ બોલતી—વળી પાછી બંધ થઇ જતી—જરાક આડી થઇ સુતી—દૃષ્ટ સ્વપ્ને જાગૃત કરી—એ બાકળી અસ્વસ્થપણે બેઠી થઇ નીચે પ્રમાણે બોલવા લાગી.—

### લલિત છંદ.

જગતના ધણી સાંભળો અરે,
કરગરી અમે માગીએ ખરે;
અસહ્ય દુઃખ આ કયાં સુધી થશે,
વિપત વાદળાં કયાં હરે જશે.—૧
નથિજ દિલને ગોઠતું જરા,
વિકળ થાઉં છું હે હરિ હરા !
મન નથી ઘડી જંપ આમતું,
નથી અધક્ષણે દુઃખ વામતું.—૨
નિયમ તાહરો, જે વિધે હશે,
સુખ દુઃખો, કર્મે પ્રાપ્ત તો થશે:
વિપત્તિ સંકટે, ઘો તમે ધૃતિ,
ગહન તારી છે રે પ્રભુ ગતિ—૩

ધન યુવા તણો, વ્યર્થ ગર્વ છે,
તુજ કૃપા વિશે અર્થ સર્વ છે;
શરણ રાખજો આપી સદમતિ,
ગહન તારી છે, રે પ્રભુ ગતિ.—૪

આમ બોલતી બોલતી આડ ફેટા રસ્તો પકડયો—નગર તો એક બાજુએ રહ્યું—પણ જંગલ તરફનો રસ્તો પકડયો—

બિચારી સુભદ્રા આજ કાલ કરતાં બે ત્રણ માંસથી દુઃખ ભોગવે છે—હજુ પણ તેના નશીબમાં પ્રભુએ દુઃખ લખેલું હોય તેમ જણાય છે—નગરથી આગળ જતાં અને રત્નપુરની વચ્ચમાં ઘોર જંગલ આવે છે. પુષ્કળ ઝાડો ઉગી વાઘ વરૂનું રેહેઠાણ કરી મુકયું છે— સામી બાજુએ ઉંચા ઉંચા ડુંગર શિવાય બીજું કશું નજરે પડતું નથી. એક બાજુએ ડુંગરમાંથી નીકળતા ઝરણ, વહેળા રૂપે વહી જતાં માલમ પડે છે. આવી જગ્યામાં સુભદ્રા પગ રસ્તો ભૂલી આવી ચઢી. આવી ઉજડ જગ્યાએ કોઇનો ધ્વની સંભળાતો નહોતો—બિચારી સુભદ્રા દૈવને દોષ દઇ નિસાસો મુકી નીચે બેસતી હતી—એટલામાં આઘેથી છ સાત ઘોડેસ્વાર આવતા જણાયા—આમાંના બે જણને કેદી તરીકે બેડીઓ નાંખેલી હતી— આ બેડીઓ બે કેદીઓને એક એક હાથે નાંખેલી તથા તે બંનેને એકજ સાંકળમાં સાંકળેલી હતી—આ સાંકળ તેની પાસેના—પછવાડે ચાલતા ઘોડેસ્વારે પકડેલી હતી—આ ઘોડેસ્વારના હાથમાં ઉઘાડી તરવાર હતી—બાકીના ત્રણ ઘોડેસ્વારમાંના બે જણ આ કેદીઓની બંને બાજુએ ઉઘાડી તરવારે તથા ભાલા સહિત ચાલતા હતાં—છેલ્લો જે બાકી રહ્યો તે આ બધાનો ઉપરી હોય તેમ જણાતું હતું—તેની ઉમર આશરે ૨૨ થી વધારે ન હોય તેમ દેખાતું હતું—એના

મોં ઉપરની લાલીથી તે અત્યંત તેજસ્વી દેખાતો હતો- તેની બેસવાની ઢબ તથા ઘોડો ચલાવવાની પણ રીત જુદાજ પ્રકારની હતી-આ સઘળું સરઘસ સુભદ્રાને જોઈ તે તરફ આવ્યું--તેને જોતાં વાંતજ પેલો યુવાન પુરૂષ જે આ સરઘસનો ઉપરી પોલીસ સુપ્રીનટેન્ડેન્ટ હતો તેના -હ્રદયમાં અપૂર્વ પ્રીતી ઉત્પન્ન થઇ-જેમ ચકોર પક્ષી ચં. દ્રમાને એકી નજરે નિહાળે તેમ તે પણ તેના મુખ તરફ એકી નજરે જોવા લાગ્યો-વળી મનમાં બોલવા લાગ્યો કે હે પ્રભુ! તેં મને આવી સ્ત્રી આપીને તે શું પાછી ખુંચીજ લીધી!!!--

### ઓધવજીના મહિનાનો રાગ.—

"પ્રાણ પ્યારી મુજ આ વખતે તું કયાં ગઇ,
ભાળ કડાવી તુજ માટે ચો દિશ જો;
પણ પત્તો લાગતો નથી મુજ પ્રાણ પ્રિયા,
મોકલ મારી ઇચ્છીત નાર ઓ ઇશ જો. પ્રાણ૦
પ્યારી વિનાનો નિશ દીન મારો કેમ જશે,
ચિત્તજ મારૂં ભડ ભડ બળે આજજો,
પાપ નડયા મુજ આ ભવ કિયા ભવનાં,
ઓ ઇશ્વર તેં કહાડી મુજપર દાઝજો પ્રાણ૦
આકાશ પાતાળ, પૃથ્વિમાં એ કયાં હશે,
મા'રાજ શંભુ લાગ્યો મુજ આ કાળજો,
કોઇ આણી આપેતો સુખિ કેટલો થઉં!!
મળે જો કોઇ ભગવાનનો લાલજો. પ્રાણ૦
ગજે સિંહ આળના અગાડી ઝાંખા પડે,
એવી સુંદર જબરી એની ચાલજો;
પત્ર કમળ જેવી નાજુકડી અતિ ઘણી,
ધનુષ જેવી ભમ્મર તેમની હાલજો." પ્રાણ૦

આમ વિચારમાંને વિચારમાં ઘોડો ઉભો રાખી પોતે ઉભો રહ્યોછે-પણ ખબર નથી કે પોતે ક્યાં છે?-ચાલેછે કે ઉભોછે? જમીનપર છેકે ઘોડાપરછે?-આમ વિચારના વા મળમાં ઉતરેલો જોઇને-તથા પેલી સ્ત્રીના સામી દ્રષ્ટિ જોઇ ને મહમદ મીયાં બોલ્યા-કયું સાહેબ, ખડે રહે હો!! હજુર કયા હુકમ હો!!"હજુ પણ આ સુપ્રીનટેન્ડેન્ટ સાહેબનું મન ઠેકાણે આવ્યું નથી. ફરીથી મહમદ મીંયા "ચલીયે જીનાબ-દેર બોત હુઇયે" બોલ્યાકે તરતજ આપણા આ ઉપરી સાહેબને ભાન આવ્યું-તે બોલ્યોકે- નહીં, નહીં મીયાં આ કોણછે, ને અંહી કેમ એકલી બેઠીછે, તેની તજવીજ કરી એને પણ સાથે લો. પ્રિય વાંચનાર આ સુપ્રિનટેન્ડેન્ટ સાહેબ કોણ હતા? તેની ખબર પડી? એતો આપણા ગોપાલ ભાઇ તથા આજ સુભદ્રાના ઇચ્છીતવર તથા ચંદુના પ્રિય મિત્ર હતા. અહીં એ ક્યાંથી આવ્યા તથા તેમને આ જગ્યા શી રીતે મળી તે સઘળું જાણવું જોઇએ- પણ તે પેહેલાં ઇશ્વરની પાસે અરજ કરીએ કે આ જોડાને કદી દુ:ખ પડવા દે નહીં કેમકે-

દુહો

"સ્ત્રી પુરૂષ એકઠાં થયાં, વન વગડા મોઝાર,
ઘડીકા એમ જતી રહી, ઓળખે નહીં નરનાર?
ટગર ટગર જોયાં કરે, આવ્યો નહીં ઝટ પાર;
પરમેશ્વરી ઇચ્છા થકી, થયો મેળાપ આ સાર.

ગોપાલ પેલા કેદીને તથા સુભદ્રાને લઇ પોતે કનકાપુરી ગયો. અહીં આવી પેલા કેદીને યોગ્ય શિક્ષા કરી અને પેલી સ્ત્રીની જુબાની લેતાં લેતાં તે આશ્ચર્ય બની ગયો! તે સુંદરી બોલી, મારૂં નામ સુભદ્રાછે. હું એક કુળવંતની કન્યાછું, મારા પિતાનું નામ જયસિંગભાઇ તથા ભાઇનું નામ ચંદુછે-મારા પિતા હાલમાં ગુજરી ગયા છે

તથા મારો ભાઇ રત્નપૂરમાં ભણેછે-તેને બળિયા નિકળ્યા ત્યારે હું ને મારી દાદી બંને જોવા આવ્યા-મને મારી દાદી એ અમારા મહારાજને ઘેર મુકીને તે એકલાં તેને જોવા ગયા-કેમકે મહારાજે ના પાડી-અહીં મહારાજની મતિ બગડી-મને હુપુ પરણાવવાને વાસ્તે તર્કટ રચ્યું-મને તે ની જાણ થઇ-તેથી મેં મારા ચંદુને શિરનામે મારા ભવિષ્ય માં થનાર પતિને કાગળ લખ્યો-તેમનું નામ ગોપાળ દાસ હતું-પણ તેઓ વખતસર મને છુટી ન કરી શકયા-કેમ ન કરી શકયા તે હું જાણુતી નથી—પણ મારા સારે ભાગ્યે તેજ મહારાજનું ઘર આગે પકડયું-હું ત્યાંથી નાશી ગઇ-રસ્તામાં જતા જતા ચોરો મને પકડી ગયા-ત્યાંથી મારા જેવાજ કોઇ દુઃખીઆરા માણસે મને ઉગારી-ત્યાં થી, હું તે દુઃખીઆરા માણસ સાથે પકડાયલી સ્ત્રીને ઘેર આવી- આ બિચારી તથા ઘરના સર્વે માણસો મારા ઉપર ઘણો પ્યાર રાખતાં, પણ ત્યાંના રાજાની દાનત મારા ઉપર બગડી—મને તે વાતની પેલી સ્ત્રીનાં ધણીના મારફત ખ-બર પડી.-ત્યાંથી હું ભાગવાનું કરૂંછુ એટલામાં તે દુષ્ટે મને પકડી-ને મારૂં પતિવ્રત ભંગ કરવાનો યત્ન કરવા લાગ્યો—છેવટે હું જેમ તેમ કરી નાશી આવી. રસ્તામાંથી આવતા હું રસ્તો ભુલી જ્યાં તમે મને પકડી, ત્યાં આવી બેઠી હતી”-અહીં સુભદ્રાની જુબાની પુરી થતાં ગોપાલ ને માલમ પડયુંકે ખરેખર આજ સુભદ્રાછે—પણ હજુ સુધી સુભદ્રાએ તેને ઓળખ્યો નહોતો-ને ઓળખે પણ શી રીતે-અત્યારે તો તે તેનાં ફુલ ડ્રેસમાં (પેહેરવેશમાં) હતો-ક્વચિત જો તે ઉઘાડો ઉભો રહ્યો હોત અથવા તેને સાદા કપડાં પેહેર્યાં હોતતો ઓળખત-ગોપાળે તેને દિલાસો આ પ્યો ને કહ્યુંકે “હું તમને તમારા ભાઇને ઘેર થોડા રોજમાં

મોકલી આપીશ" "રત્નપુર આ ગામથી ફક્ત ૨૭ માઈલને અંતરે છે."

પ્રિય વાંચનાર! આપણો ગોપાલ અહીં ક્યાંથી? અહીં શી રીતે આવ્યો તેની હવે આપણે તપાસ કરીએ. ગોપાળ ચંદુનું ઘર છોડી મહારાજને ઘેર જવા નીકળ્યો—ગાડીમાં ને ગાડીમાં ઉપ્રી ગયો એતો આપણે જાણીએ છીએ. પણ પછીથી તેનું શું થયું તે જાણવું જોઇએ—બીજે દિવસે સવારની ટ્રેનમાં તે મહારાજના બળી ખાખ થયેલી હવેલીએ આવ્યો—અહીં આવી જુવે તો કોણ મળે!—મહારાજનું ઘર પૂછતાં કોઇએ તેને અહીં એકઠી થયેલી રક્ષાનો ઢગલો—બળેલા લાકડાંનો મોટો જથો—અને ઇંટોનો પારજ નહીં એવું બાકી રહેલું મકાન બતાવ્યું—આ જોતાંજ બિચારાં ગોપાળના તો હોંસ ઓસ ઉડી ગયા—ચેહરો ફીકો પડી ગયો—પરસેવાના ઝેબ ઝેબ છુટયા—હવે મારે શી રીતે ચંદુને મોં દેખાડવું?—સૌ મને શું કહેશે?—દુનિઆ શું ધારશે? પ્યારી સુભદ્રાનું શું થયું હશે? એના એજ વિચારમાં ત્યાં બળેલા લાકડાના કડકા ઉપર લમણે હાથ દઇને—જાણે મહારાજના નામની પોક મુકતો હોય તેમ બેઠો, થોડીવારે ધીરજ લાવી કોઇને પૂછયું કે "આ શી રીતે બન્યું હશે! અંદર કોઇનું ખુન તો નથી થયું? મહારાજ ક્યાં ગયા છે?" વિગેરે પૂછી જોયું તો જવાબમાં "મહારાજ એકલાજ અંદર મરી ગયા છે, અને બીજા કોઇનું ખુન થયું છે કે નહીં તેની કંઇ હજુ સુધી ખબર મળી નથી." આથી કાંઇ ધીરજ મળી. પણ વળી વિચાર આવ્યો કે હું શું મોં લઈ ચંદુ પાસે જઉં? લાવને અહીંથી સુભદ્રાની ખબર કાઢતો જ્યાં જવાય ત્યાં જઉં—એમ વિચાર કરી તેણે રસ્તો

પકડયો. એક ગામ–બીજું ગામ—ત્રીજું એમ કરતાં ક-રતાં તે ચોથે પાંચમે દિવસે રાજપુર આવ્યો—અહીં તેને લક્ષ્મી મળી–લક્ષ્મીએ સુભદ્રા જીવતી છે તથા તે રેનકા-પુરીમાં (પેલી નવતર સ્ત્રીનું ગામ) હતી–ત્યાં તેને ત્યાંનો રાજા પકડી ગયો છે–અને અમારાં ઉપર આવાં આવાં દુઃખો પડયાં છે એમ કહી પેહેલેથી બધી વાત કરી?—ગોપાળને સુભદ્રા જીવતી છે એવું સાંભળી અત્યંત આનંદ થયો. તેણે પેલી નવતર સ્ત્રીનું નામ (વખતનું) તથા તેના ધણીનું તથા ત્યાંના રાજાનું નામ (રણધીરસિંહનું) પૂછી લીધું, અને તે તરફ ચાલ્યો–આજ પુર્ણીમાનો ચંદ્ર પુર્ણ કામથી ખીલી રહ્યો હતો–સર્વ જગાએ રૂપેરી ચાદર ઓ-રાડી દીધી હતી--આ જોઇ તેને આ વખતે કામે પોતાની સ્વતંત્રાની સ્ફુર્ણા કરી તેથી તે બોલ્યો કે

આર્ય

નથી સુધાકર એનો, જે આ નજરે અહીં પડે પેલું,
અમૃત કિરણો વાળું, કામની કેફ વદન હસે ઘેલું.

જે આપેલું નજરે જણાય તે ચંદ્ર નથી પણ અમૃત કિરણો વાળું સ્ત્રીનું ઘેલું હસતું મુખ છે. અને વળી તેને ઠપકો દેતો હોય તેવી રીતે બોલ્યો કે–

વસંતતિલકા.

ચારે દિશા શરદ ચંદનિ છે ઢળેલી,
વાયુથિ પુષ્પનિ સુગંધ ઘણી ઉડેલી,
આ સર્વ દેખી મનને ઠીક લાગ દીધો.
પ્યારી વિજોગિ જન ઉપર કોપ કીધો.
નીહાળિ ચંદ્રમુખ પ્યારીનું યાદ આવ્યું,
વિહોગિનિ તાપથિ શરીર ઘણું ધવાયું-
જોઇ શશિ ભણી વદ્યો પછિ થોડિ વારે,
શા સારૂં ચંદ્ર પડતા પર પાટુ મારે,

છે ચંદ્ર મુખ મુજ પ્યારિનું તુથિ સારૂં,
તે તો કર્યું પ્રભુજીએ નહિ કર્મ મારૂં:
આણી અદેખાઇ પ્રિયા મુખની નકામી,
શું તેથિ દે દુઃખ મને શશિ રોષ પામી;
આ સર્વ લોક શિત અંશુ તને કહે છે,
હું જાણું કે જન બધા ભુલ તે કરે છે;
તું તો સ્વભાવિક પણે અતિ ઉષ્ણ રે'છે,
'ઉષ્ણાં શું નામ શશિ તેથી તને ઘટે છે.'

"ઉષ્ણા શું" નામ શશિ તેથી તને ઘટેછે. આમ તેને ઠપકો દેતો દેતો ચાલવા ગંડગ્યો-કેટલીકવારે ઉભા રહી ઉંડા નિસાસો નાંખ્યો-આ વખતે રાત્રીના દશની તૈયારી--એક પાસે આવેલા ગામડાની થડમાં પણ ત્યાંથી આશરે ગાઉએક દુર હતો-જયન્તસિંહ કરી પાસેના ગામડા લગી જઇ પહોંચ્યો-થાકી લોથ થઈ ગયો-ભુખ્યોને તરસ્યો-આવા નાના ગામડામાં મને તે વળી આટલી રાત્રે કયાંથી ખાવા પીવાનું મળે? બિચારો ગોપાલ એમને એમ ગામમાં જઇ ધર્મશાળા ખોળવા લાગ્યો-સારા ભાગ્યે તેને તે પણ તરતજ જડી-ત્યાં જઇ ઓસરીમાં પડી રહ્યો-સુતો ખરો પણ ઉંઘ કયાં તેની આંખમાં જલદી આવવા નવરી છે! ઉંઘ આવે નહીંને કંઇ ગમે નહીં! ઇશ્વર ઉપર દોષ દેવા લાગ્યો-" આહા ઇશ્વરની ગતિ કેવી ગહન છે.

**रंकं करोति राजानं राजा नरंक मेवच ।**
**धनिनं निर्धनं चैव निर्धनं धनिनं तथा ॥**

રંકના રાય-રાયના રંક, ધનવાનના નિર્ધન-અને નિર્ધનના ધનવાન તો તેજ સર્વેશ્વરવ્યાપી કરી શકે-ખરે મેરૂનું તરણું અને તરણાનું મેરૂ કરવામાં તેનું કેટલું સામર્થ્ય જણાયછે-ખરે તેની લીલાતો અપારજછે! પરંતુ મારી પ્રા-

ણાધિક સુભદ્રા ક્યાં હશે? તેનોજ મને આટલો બધો વિરહ થવાનું શું કારણ હશે! અરે એનું તે શું એ ગયું હશે? પણ અરે રાંકના કર્મમાં તે રત્ન ક્યાંથી હોય? એમ વિચારમાં ને વિચારમાં તે આશરે ત્રણેક વાગે ઉંઘી ગયો. સવાર પડતાંમાં ઉઠી સ્નાનપાણી કરી થોડું ઘણું ખાઇ કરી પાછી ચાલ પકડી અને કેટલીકવારે કનકાપુરી નગરી આગળ આવી પહોંચ્યો.અને અંદર દાખલ થતાં શેહેરની રચના જોઇ છક્ક થઇ ગયો.

આ નગરીની સુંદરતાનીતારીફ કરતો-ઘડીકમાં તેના પ્રત્યે પોતાનો આશીરવાદ દેતો-ઘડીમા ઇશ્વરી બનાવ વિશે વિચાર કરતો આમતેમ ફરવાલાગ્યો. એટલામાં તેણે તેનાપિતાનો મિત્ર તથા દિવાળીનો પ્રીય ભરથાર મળ્યો. તેને ગોપાલને મુખકળા ઉપર જોઇને ભગવાનલાલનું સ્મરણ થયું. રખેને આ ભગવાનલાલનો પુત્રતો ન હોય-દેખાયછે તો કોઇ પરદેશી-તેની ઉમરતો ભગવાનલાલ પોતાના છોકરાની કહેતા તેટલીજ લાગેછે-માટેલાવને તેને પુછું તો ખરો એમ કહી તેને (ગોપાળને) પૂછ્યું હે પરદેશી-તમે અંહીના વતની લાગતાતો નથી માટે પૂછુછું કે આપનો દેશ કયો? અતરે શા કારણથી આવવું થયું? તમારી મુખમુદ્રાજ કહી આપેછે કે તમે વિરહીછો! તમે ભણેલા છોકે કેમ? ભણેલા હોતો કેમ ભુલોછોકે

"વિરહનું દુઃખ અતિ ઓછું બને છે ત્યારે,
જો કોઇ આગળ પ્રકાશિ કહે કરારે"

પણ-" જે ઓછી બુધ્ધિ હલકા જન તેનિ પાસ,"
તૌ ગુપ્ત વાત કદિના કરીએ પ્રકાસ.

હું કંઇ તેવો નથી-મારે મોડેજ મારા શા વખાણ કરૂં? માટે જો ગરજી હોયતો આપ મને આપનું દુઃખ મને કહે શો? હું પણ તમારા જેવોજ થોડા વખતપર દુઃખીઆરે

હતો—પણ ઇશ્વર કૃપાથી મને એક પરોપકારી—સર્વગુણ સંપતી ભગવાનલાલ નામના કૈસુંબીના ન્યાયાધીશની કૃપાથી હાલમાં સારી સ્થિત્તીમાંછું." પેલી કવિતા અને ભગવાનલાલ તથા કોસુંબી વિગેરે નામો, તથા હું પણ તમારા જેવો હતો" વિગેરે સાંભળી ગોપાળ ચોંકયો--તેણે પોતે સર્વે વાત તેને વિદિત કરી, તથા વધારામાં જણાવ્યું કે

હું ભગવાનલાલ મોતીલાલ કૈસુંબિના માજી ન્યાયાધિશનો છોકરો છું." આ સાંભળી મોતીલાલ દીવાનીનો પતિ આશ્ચર્ય પામ્યો—તેને પોતાને ઘેર તેડી ગયો તથા વિર્હીનું દુઃખ ઓછું થાય માટે તેને પોતાને ત્યાં પોલીસ સુપીનટેન્ડેન્ટ તરીકે નવી જગ્યા કાઢી નોકર રાખ્યો—આ વખતે મોતીલાલ આ કનકાપુરીમાંદીવાનની જગ્યાએ હતો—તેથી પોતે જે કરે તે થાય તેમ હતું—આપણો ગોપાળ આ તેની જગ્યાએ ઘણું માન પામ્યો—અહીં તેણે ગુર્જ્જરોત્કર્ષક તથા ગુર્જ્જર વત્સલ એ નામની બે સભાનું અધ્યક્ષ પણું તથા જુદાં જુદાં ખાતાનું સેક્રેટરી પણું ભોગવ્યું હતું—આ જે તે પેલા ચોરોને પકડવાને પુંઠે ધાયેલો હતો—રસ્તામાં જે તે હરામખોરો પકડાગ્યા—બેડીઓ નાંખીને પાછા વળતા જરા આડ કતરે રસ્તે ચાલ્યા—અહીં તેમને સુભદ્રા મળી ગોપાળને પોતાની ઓળખાણ આપવા ઇચ્છા થઈ—પરંતું તેને વિચાર આવ્યો કે આટલું બધું દુઃખ પડયા છતાં હજી મારા વિષે તેનો પ્રેમ કહેવો છે—હજુ તેમને ચહાય છે કે નહીં તે જોયા શીવાય પેહેલેથી આપવી કાંઇ કામની નથી. મોતીલાલની પડોશમાંજ ગોપાળનું મકાન હતું—તે હમેશાં મોતીલાલની પાસેનો પાસેજ "અજ્ઞો"નો અજ્ઞો રહેતો—દીવાનીને તે કાકી કહેતો—ગોપાળના ઉપરનો દીવાનીનો પ્રેમ અવર્ણનીય હતો—ગોપાળે સુભદ્રાની સઘળી હકીકત તથા

પોતાને તેની વચ્ચેનો સંબંધ કહ્યો—અને પોતાનો વિચાર ગમ્યો—તેથી તેણે સુભદ્રાને પોતાની પાસે બોલાવી અહીંતહીં વાતો કરીને અને વિનોદના તથા હાસ્યના મિષથી આડા અવળા ટંડા પહોરના તડાકા લગાવીને તેની હકીકત જાણી લીધી—અને વળી ગોપાળનું નામ ઠામ છુપાડયું તથા કોઈ પરાયો પુરૂષ—સત્તાધિકારે બળવાન હોય—સુખ વૈભવ વાળો હોય અને તે તેની સાથે લગ્ન કરવા જાણે ઈચ્છતો હોય એવી તેવી લગ્ન સબંધી વાતો કરી ગોપાળના ઉપર પ્રેમની ખાત્રી થઇ ત્યાં સુધી તડાકા મારી તેની સર્વ હકીકત સાંભળી-ગોપાળને જણાવ્યું કે તેની પુર્ણ શ્રદ્ધા તમારા ઉપરજ છે-તેનો તમારા ઉપરનો પ્રેમ અવર્ણનીય તથા અપુર્વ છે—મેં તેની ઘણી ઘણી રીતે પરીક્ષા જોઈ પણ તે કેવળ નિષ્પાપ તથા નિષ્કલંક જણાઇ—કેટલીક વખત તો તે ઈશ્વર પાસે પોતાનો છુટકારો માગતી માટે એને હવે વધારે છેડી દુઃખી કરવી નહીં—હું તો કાલે તમારી ઓળખાણ આપીશ—ગોપાળ બોલ્યો-કાકી નહિ નહિ, હુંજ કાલે મારી ઓળખાણ મારી મેળેજ આપીશ પણ તમે ત્યાં તે વેળા હાજર રહેજો—બીજે દિવસે ગોપાળ પોતાનો ફુલ ડ્રેસ પહેરી તૈયાર થઈ જાણે કંઇ જતો હોય ને તેમ ઠાઠ માઠ સાથે આવી દીવાળી કાકીને ખુમ મારી. દીવાળી કાકી અંદર (જે ઓરડામાં સુભદ્રા બેઠી હતી ત્યાં) દાખલ થયાં—થોડી વાર પછી ગોપાળ પણ અંદર આવ્યો-ગોપાળને જોઈ સુભદ્રા સલજ્જ દીવાળીકાકીની પાસે અને અધખોલા બારણા પાછળ ભરાઇ બેઠી ગોપાળ બોલ્યો કેમ કાકી કેમ મારી સાથે પરણવા હા પાડે છે? પુછો તો ખરાં? દીવાળીએ સુભદ્રા સામું જોયુ-સુભદ્રા તો નિચુંજ જોઇ રહી હતી—ગોપાળે કહ્યું-કાકી શું કહે છે? કેમ કંઇ જવાબજ ન મળે!

**સુભદ્રા**—ના, ના એ વાત કદિ થશેજ નહિં. હું તો ક્યારનીએ મારા મનમાં ઇચ્છીત વર સાથે પરણી ચુકી છું અને મારા ભાઇ ચંદુની પણ એજ ઇચ્છા છે.

**ગોપાળ**—કાકી એટલે એમતો ખરૂંને કે ચંદુની ઇચ્છા હોય તેની સાથે પરણવું.

**સુ૦**—કાકી. નાના એમ મારો કહેવાનો કંઇ ભાવાર્થ નથી. જેને હું મનથી વરી ચુકી છું તેનેજ મારો ચંદુ પરણાવી આપશે–મને ખાત્રી છે કે તે બીજાને કદી આપવાનોજ નથી–જેને હું વરી છું તે તો તેનો ખરો મિત્ર છે–એ સર્વ ગુણ સંપુણ છે—અને–

**ગો૦**—હું સમજ્યો. હું કંઈ તેનાથી જઉ તેવો તથી–તે જેવો કુલીન—વિદ્વાન—રૂપ યૌવન સપન્ન છે તેવો હું પણ છું. હું પણ તેનાજ જેવો છું. કિંબહુના તેજ હું પોતે છું એમ કહું તો ખોટું નથી ! છતાં મારામાં વધુ એજ છે કે આ કનકાપુરી—એક ઈંદ્રપુરી—નો હું એક અધિકારી તે મારામાં–ગોપાળથી શું કમી છે તે જ્યાં સુધી જણાશે નહીં ત્યાં સુધી રત્નપુર કદી પણ પહોંચાડનાર તેમ જવા દેનાર પણ નથી ! એ નક્કી જાણવું કેમકે જગતમાં મારી મશ્કરી થયા વિના રહેજ નહીં—પછી મને કોઈપણ કન્યા દેજ નહી ! લોકો કહે કે સુભદ્રાએ જ્યારે તેનો પતિ તરીકે અનાદાર કર્યો ત્યારે તેનામાં કંઇપણ ખોડ ખાપણ કે કમતિપણું હશેજ ! એટલે કે લોકો પોતાના મરજીમાં આવે તેમ બોલે—અને તેમ બોલવાને આ એક સાધનરૂપ થઇ પડે ! !

**સુ૦**—તેમાં, કાકી, હું શું કરૂં ? હું તો જેનેજ મનથી વરી ચુકેલી છું તેનેજ વરીશ.

**ગો૦**—એ હું હમણાં ક્યાં પૂછુછું ? હાલતો મારા

માં શું કમી છે એજ જાણવા ઇચ્છુ છું માટે તે કહી સં ભળાવો.

સુ૦—શી કમી છે તે હું શું જાણું? પરંતુ સ્વપ્રશંશા તથા પર સ્ત્રીની ઈચ્છા તે બે વાતોતો હાલજ જોવામાં આવી! એજ દોષ તો હજુરા હજુર ખુલ્લા છે. વળી પરસ્ત્રીની ઈચ્છા વાળા પુરૂષની સાથે લગ્ન કરવાને શાસ્ત્ર પણ ના કહી છે તો આથી શો વિપરીત દોષ? વળી કહો છો કે હું એક આફિસર છું—સર્વોતમ પુરૂષનાં લક્ષણ થોડાં જે કહેવા જોઇએ. તો પછી વિચાર કરો કે એ માંનું એક પણ લક્ષણ છે?

સર્વોતમ મનુષ્ય તો એજ છે કે જે અતિ અજય નિશ્ચયથી સારનો સ્વીકાર કરે છે, જે અંતરના અને બહારના મહાલોભને અટકાવે છે. જે સૂખ દુઃખના અતિભારને આંનદ માંનેછે. જે વિપતીમાં અતીશાંતી તથા સુલેહના ગુણો પકડે છે-- અનુભવે છે. જે ભય તથા ધમકી આપતી વખતે ઘણોજ બે ધડક રહે છે અને જે સત્ય ઉપર સદાચાર ઉપર અને ઈશ્વર ઊપર અતિ દૃઢ વિશ્વાસ રાખે છે.

ગો૦—વાહ ખુબજ બાંધ્યો તો! સ્વપ્રસંશા તો પ્રસંગોપાત થઈ તેમાં એ દોષ કે—નકી ત્યારે તે દોષ કબુલ-પણ પર સ્ત્રીની ઈચ્છાનોશેનો દોષ—કાકી એ દોષ ગણાય વારૂ? જે અર્થે પરાયા પુરૂષ સાથે વીધિ પુર્વક વરી નમી તે અર્થે આપણને વરે એવી ઈચ્છા જણાવી તેમાં શેનો દોષ?

સુ૦—મેં પહેલાંથી જણાવ્યું છે કે જેને હું મનથી વરી છું તેનેજ વરનાર પણ છુ. બાકીના તમામ પુરૂષને હું ભાઈ બાપ લેખવું છું. હું કંઇ અજ્ઞાન સ્ત્રી નથી કે મારા કહેવા ઉપર તથા મારા મનના સંકલ્પ ઉપર પાણી ફરે એવી તમારા મનમાં ખાત્રી કરી રાખજો.

ગો—કેવળ મનથી કરેલો સંકલ્પ શા કામનો—વિધિથી ક્યાં લગ્ન થયું છે? વિધિ પુર્વક થયેલું લગ્નજ ખરૂ તો! મનનો સંકલ્પ ઘડીમાં ફરીજાય. કંઇક તો સમજ. વર્તમાન કાળ મુકી ભવિષ્ય કાળ ઉપર આધાર કાં રાખેછે? એ ઉપર આધાર રાખનાર મૂર્ખ ગણાયછે. માટે કંઇક માન

સુ–હું હવે શું કરૂં? જ્યાં જઉં ત્યાં નશીબ એ ડગલા આગળનું આગળ— (મનમાં આને તે શી રીતે રંજન કરવો, છેવટ મોત તો થવાનુંજ અહીં શીયળભંગતો થશેજ—ત્યાર પછી જીવી શું કરવું?! આતો બોલતો બોલતો પાસે આવે છે. આ દીવાળી કાકી પણ કંઈ બોલતાં નથી? શું મારા નશીબમાં આવું દુઃખ—દુઃખ દુઃખ જ લખ્યું હશે?) (ચાસન) શા માટે મને ગરીબને દુઃખ આપો છો? મારા જેવી બલ્કે તેથી પણ રૂપવંતી તમને હજારો કન્યા મળશે.

ગો—નહિં, નહિં. તારા જેવી કોઇ મને મળશે નહી, ને મલનાર પણ નથી. ફકત તુંજ એકજું. હું કંઈ તને દુઃખ દેતો નથી. તને જોઈનેજ મારો વિચાર થયોછે છે કે પરણુંતો તારા જેવીજ, તારા જેવા સદગુણોથી ભરપૂર હોય તેનીજ સાથે! નહિ તો કુંવારા રહેવું!! તું કહે છે કે મારા જેવી બલ્કે તેથી પણ રૂપવંતી તમને હજારો મળશે" પણ હું કહું છુ કે મને એકૂપણ તારા જેવી આ આ દુનીઆમાં મળનાર નથી. આ ત્રિભુવનમાં તારા જેવી તું એકજ છો માટે તારીજ સાથે લગ્ન કરવું એમ ઈચ્છા થઇ છે. તેમાં હું શું કરૂં? નિશ્રીત વસ્તુ મુકી અનિશ્રીત વસ્તુને ગ્રહનાર તે કેવો મુરખ કહેવાય! તેમાં તું તો મારો અનાદર કરે તે કેટલું વિપરિતા—કેવી દુઃખદાયક વાત !!

સુ— જે બોલો છો તે મનની સાથે દ્રઢ નિશ્ચયથીજ

બોલો છો? અને એમ હોય તો પ્રતિજ્ઞા લો વારૂ!

ગો—ઘણી ખુશીથી! આહાહા ધન્ય ભાગ મારૂં હું પ્રતિજ્ઞા લઉં છું કે પત્નિ કરીશ તો તારાજ જેવી સુંદર, તારાજ જેવા સદગુણોથી ભરપુર, અને એક નિષ્ટાવાળી કરીશ. નહીં તો કુંવારો રહીશ, એ નક્કી સમજજે.

સુ— અને એ કદાચ પ્રતિજ્ઞા ફોકટ થશે તો?

ગો—શું મારી પ્રતિજ્ઞા ફોકટ જશે? શું હું ખોટું બોલીશ? વચન આપેલું ભૂલી જઈશ? નહીં નહી.

સુ—અને કદાચ થાય તો?

ગો—થનારજ નથી અને જો થાયતો મારા પુર્વજો રૌરવનર્કમાં પડે પછી કંઈ! હવે કંઈ કહેવુંછે? કેમ હવેતો આલીંગન લેવા દઇશને!!

સુ—દૂર રહો દૂર, કંઈતો વિચાર કરો! પ્રતિજ્ઞા એટલીવારમાંજ વિસરી જવાઈ કે?

ગો—એટલો શું મેં મારૂં વચન ફેરવ્યું? એમ કદી પણ થવાતું નથી! નકામો વેહેમ શો? સ્ત્રી જાતીજ વેહેમીલીછે! મારા ઉપર તને કશોએ વિશ્વાસ નથી આવતો?

સુ—ત્યારે મને પરણુશો એ વાત પણ કદી થનારજ નથી.સ્વાર્થી પુરૂશો સ્વાર્થ સાધવા સ્ત્રીઓને પ્રથમ એજ પ્રમાણે લલચાવે છે!

ગો—ત્યારે શું નકામીજ પ્રતિજ્ઞા લેવરાવી? (દીવાળીને ઈસારો કરેછે. તે ત્યાંથી જતી રહે છે) ત્યારે હવે તું મારી મન કામના સિધ્ધ કર કે મારી માગણીનો સ્વીકાર કર! એમ કહી તેની પાસે આવ્યો.

સુ—દૂર રહે દૂર, મારો બોલવાનો ભાવાર્થ સમજ્યો નહીં? મારૂં કહેવું છે કે જે ગુણ મારામાં છે એમ કહેછે તે શું એકાએક નાશ નહીં પામશે? શું તારા પૂર્વજ નર્કાગ્નીમાં નહીં પડશે? આ સાંભળી ગોપાળનું અંતઃકરણ

પીગળાઈ ગયું-તેને નિરખતાં નિરખતાં ઉત્સુક થયેલા હૃ
દયને ઘેલંચ્છા પ્રાપ્ત થઈ-મેં મુર્ખાએ આવી ચેષ્ટા શીદ
કરી! મારી ઝટપટ ઓળખાણ આપવી જોઈએ-આમ વિ
ચારતો વિચારતો દીવાળી કાકી પાસે ગયો-તેને તેની ઓળ
ખાણ આપવા કહ્યું-તથા તેની સાબિતીમાં મહારાજના ઘર
માંથી છુટવા તેનો પોતાનો લખેલો કાગળ અને ચંદ્રપૂર
જ્યારે તે ડંકાપુરીથી જાત્રા કરવાને આવ્યો હતો તે વખ-
તનો પત્ર પણ આપવા તેને (દીવાળીને) આપ્યો-આશીસનો
વખત થયે પોતે ગયો-દીવાળી કાકી ઘરનું કામ ઝટપટ
આટોપી કરી સુભદ્રા સાથે વાતો કરવા લાગી-બેન અત્યા
રે હું તમને આનંદની બાતમી આપવા આવીછું! સુભદ્રા
આશ્ચર્ય પામી બોલી-મુંજ અભાંગણીને આનંદની બાતમી!
એવું મારૂં ધન્ય ભાગ્ય તે કેવું? એવું મારૂં નશીબ કયાં
થી? કાકી બોલ્યા નાના ખરીજ વાતછે-જે ઘરમાં અત્યારે
તમે બેઠાછો તે ઘર તમારા પ્રિય ભરથાર ગોપાળદાસનું
છે-ગોપાળદાસ અહીંજ છે અને જે અહીં પોતે હતા તે
પણ એજ. સુભદ્રા બોલી છઠી કાકી તમે પણ મને છેતરોછો!
તમે પણ મારો છળ કરોછો! કાકી હસતા હસતા બોલ્યા
મારૂં કેહેવું ખરૂં નથી લાગતું? ન લાગતું હોયતો સાક્ષી
શેની આપું? સાક્ષી વાસ્તેજ આ કાગળ-આ કાગળ કો-
નો છે? કાગળમાં કોના અક્ષર છે? વળી આ બીજો કાગળ
ચીઠી રૂપે કોનો છે? આ જોતાજ તેને અતિ હાસ્ય સા-
થે ગ્લાની ઉપજી-તોપણ હજી બરોબર વિસ્વાસ ન બેઠો.
દીવાળી-કાકી તેને વિચાર કરતી મુકી બહાર ગઇ-સુ
ભદ્રા બારી આગળ જઇ જરાક ઉભી રહી એટલામાં એક
માણસ ગોપાળદાસ ભગવાનદાસનું ઘર પૂછતો માલમ પ-
ડયો ને તેજ આ ઘરમાં આવ્યો-વળી જરાક ધીરજ આ
વી, આ ગોપાલ પોતે છે કે નહીં તેની બરોબર ખાત્રી થઈ.

સાંજ પડી–આફીસમાંથી ઘેર આવ્યા બાદ ગોપાળ એમને એમ પોતાના ડ્રેસમાં–સુભદ્રા પાસે જઈ આવ્યો. આં વખતે ગોપાલને જોઈ તે હર્ષઘેલી બની ગઇ—ગોપાલ પણ તેનું હસતું [અત્યારેજ ]મુખ જોઈ કંઇક ચકિત થયો–તરતજ કાકીને બોલાવ્યાં–કેમ કાકી હજુ સુધી મારી સાથે વરવાને હા પાડેછે કે નહીં–કાકી કંઈ બોલ્યા નહીં–સુભદ્રા શરમને લીધે નિચું જોઈ રહી.

ગોપાળ પોતાના ઓરડામાં ગયો– લૂગડાં કાઢી ઉઘાડે શરીરે પાછો આવ્યો–આવ્યો કે તરતજ બોલ્યો–કેમ સુભદ્રા હજુ સુધી કંઈ ઓળખાણ પડેછે કે ? સુભદ્રાથી આ વખતે હસી જવાયું–સુભદ્રા પોતે પ્રેમઘેલી બની ગઈ ગોપાળ જેવો તેની પાસે જવા માંડેછે કે તરતજ કાકી જતાં રહ્યાં બંને એકદમ એક બીજાને ભેટી પડ્યાં ? વાંચનાર ચાલો આપણે તેના ઉપર પુષ્પ વૃષ્ટી કરીએ !! ચાલો તેમને " જોડું કુશળ રહો " " કુશળ રહો દંપતિ " એવા આશિર્વાદ સાથે વધાવી લઈએ ! ! શિયળ અમુલ્ય છે–ધન્ય છે આવી સાધવી પતિ પ્રેમી તેનું રક્ષણ કરનાર સતિ—શાણી સુભદ્રાને ! ! ! આજતો સુભદ્રાનો ને ગોપાળનો મેળાપ કાંઇ વિલક્ષણ પ્રકારનો થઈ પડયો હતો—આજ રાત્રે મોતીલાલને પણ તે વાતની ખબર પડી-મોતીલાલ ઘણો ખુશી થયો-આનંદ પરમાનંદ પામ્યો. બીજે દિવસે મોતીલાલે ભગવાનલાલને આ વાત જણાવી–ગોપાળે ચંદુને તો અહીં આવ્યા પછી તથા તેને જગ્યા મળી તે પછી એક કાગળ લખ્યો હતો અને ત્યાર પછી સુભદ્રાની જુબાની લીધા પછી સુભદ્રા અહિં છે તેજ સુભદ્રા છે–તેજ ચંદુની બેન છે વિગરે ખાત્રી થઇ ત્યાર પછી કાગળ લખ્યો હતો તેથી ચંદુ પોતે અહીં આવ્યો હતો—અને ગોપાળદાસ ભગવાનદાસનું ઘર પૂછતો જે માણુસ સુ-

ભદ્રાએ જોયો હતો તેજ તેનો વહાલો ભાઈ ચંદુ હતો– સર્વેનો અત્રે થયેલો મેળાપ તથા એક બીજાને ઓળખાણ પડી તેથી સૌ આનંદાશ્ચર્ય પામ્યા. બિચારી સુભદ્રાએ તો ચંદુને આજ બાર મહિને જોયો અને ગોપાળે ચંદુને ચાર પાંચ મહિને જોયો હતો–તેમાં વળી ચંદુ બળિઆથી માંદો હતો–તાવે તેમાં પોતાનું સર્વોપરી પણું લઈને તેને હાડમાળ-માં લાવી મુકયો હતો એટલે ઓળખાય નહીં તેમાં શી નવાઈ !!! બીજે દિવશે ચંદુ તથા સુભદ્રા રત્નપુર આવ્યાં ને ગોપાળ પણ પછીથી એક માસની હકની રજા લઇ રત્ન-પુર ગયો.



## પ્રકરણ ૨૫ મુ

મીનારાના ધડીઆળના કડિંગ કડિંગ રાત્રિના નવ વાગ્યા, અને ચંદુએ તથા સુભદ્રાએ ધરમાં પ્રવેશ કર્યો. ચંદુએ દાદીને તથા પોતાની પ્રિયાને મળી કેટલીક વાતચિત જે ગોપાળ સંબંધી કરવાની હતી તે કરી. થોડીવાર પછી ગુણસુંદરીએ ( ચંદુલાલની સ્ત્રિએ ] આવી નેત્રની સાનમાં પોતાના પ્રિય પતિને નહાવા જવા ઉઠાડયો. હિંદુઓમાં આવા ઘણા કઢંગા રીવાજ છે, તેમાં પતિને પત્નિ કે પત્નીને પતિ સસરા સાસુ દેખતાં બોલાવી શકતા નથી. વળી મોટો ધુમટો તાણી લાજ કાઢવામાં આવે છે. પણ જો આવી રીતની સાનો કરતાં કોઇ જુવે તો પુરા ભોગ. તેમાં સાસુ જુવે તો બાકી પછી શું રહે ? તેતો તરતજ બોલી ઉઠે કે " વહી ગયાં કોની લાજ શરમ તો છેજ નહી " આ કાળની વીશ નખીઓ જે નહિ કરે તે ઓછું ! વિગેરે શબ્દોથી બંનેને દુઃખી કરે છે. પણ ચંદુની દાદી આ બાબતમાં કેટલીક રીતે સુધરેલાં હતાં. છતાં એક બે વખત તો બોલવા ઉપડી પડયાં હ-

તાં. જો તેમના શબ્દો આપણે બરોબર અત્રે ટાંકીએ તો પ્રિય વાંચનારને ખડખડાટ હસવું આવ્યા વિના રહેશે નહીં કે આવાં સુધરેલાં થઇ તે વખત શું બોલ્યાં હશે! એક વખત ગુણસુંદરી કંઈક બોલી હશે તે વખતે વડસાસુજી પોતાનો રોફ બજાવવા લાગ્યાં "જો જો! નગરશેઠની દીકરી! પૈસાદારની દીકરી માટે તું મને સતાવે છે કે કાં, પણ યાદ રાખજે કે તારા બાપનાં અમે કાંઇ ઓશિયાળાં નથી. તું ધનપાળશા ગોડીની દીકરી તે મને ખબર છે. નાચણું નાચણવેડા થોડા કર. ધણીતો કમાતો નથી એટલામાં ફાટી શાની જાય છે! અહંકાર તો કોઈના રહ્યા નથી ને રહેવાના પણ નથી! રાજા રાવણ સરખા રોળાયા તો તારો બાપ શા હિસાબમાં છે? તારા બાપની શેઠાઇ તારે ઘેર રહી તેમાં અમારે શું? મોટા એના ઘરનો. શું અમારે ઓરૈયે (હુ ઘેશ્વર–) મોકલવો છે?" આવી વખતે ગુણસુંદરીએ ચીડાઇ નહીં જતાં જવાબ દીધો, "માજી! બહુ કૃપા હવે થઇ! મેં એવો શો ગુન્હો કીધોછે તમે મને આમ કહોછો વારૂ? આટલેજથી કમળાકાકી બંધ થઇ ગયાં ને ત્યાર પછી પોતાનો સ્વભાવ બદલ્યો હોય તેમ લાગે છે.

બિચારી સુભદ્રાને પોતાના પ્રિયતમને મળ્યા પછી બીજેજ દિવસે અહીં આવવું પડયું હતું. તેને એક એક દિવસ એક એક વર્ષ જેવા થઈ પડયા. બે ત્રણ દિવસ તો તેણે ગોપાળ તરફથી આવતા પત્રની રાહ જોઇ પણ તે સઘળું મીથ્યાજ હોવાથી તેણે બે ત્રણ વાર પત્ર લખવાનો વિચાર કર્યો ને તે પ્રમાણે તેણે રાત્રે ૧૧—૧૨ સુધી બેંશીને તે પત્ર પુરો કર્યો. બીજે દિવસે ટપાલમાં નાંખ્યો. બે દિવસ પછી તે કાગળ ગોપાળને મળ્યો. કાગળ ઉપરના અક્ષરેજ તેને કહી દીધું કે આતો તેની પ્રિયા તરફથી પ્રેમ પત્રિકા આવી છે. એક પ્રેમાતુર પતિ પોતાની પ્રિયા સંબંધી જાણ

વાને જેટલો ઉત્સુક થાય તેથી પણ વધુ આતુરતાથી તે પત્ર તેણે ફોડ્યો. તેની અધીરી આંખો તો નીચેની હોળી ઝડપથી ઉકેલવા લાગી.

" પરમપ્રિય નેત્ર મણિ પ્રાણનાથ, "

ટુકડો કાગળ લખવાની પ્રિયને ફુરસદતો ક્યાંથી હોય! પણ જો રંક દાશીને લક્ષમાં લીધી હોત તો જે આનંદ પરમાનંદ ઉપજત તે અવર્ણીય હોત. હું ત્રિવિધ તાપે સિઝાઉછું ને આ મનને તો આપનીજ લગની લાગી રહેછે. હાલમાં તો વિરહ જ્વાળાથી અતિ વિટંબના વેઠું છું છતાં હું સર્વે રીતે આરોગ્યછું. હું આપને ઇશ્વર કરતાં અને મારા તન મન ને ધન કરતાં પણ વિશેષ પ્યારા ગણું છું. આ અવનીમાં તો આપને મુકીને બીજાને તો વરનારજ નથી. હવે આપ અત્રે ક્યારે પધારશો? મને આપના વિના ચેન-કળ પડતું નથી. આપના દર્શનથી વિશેષ ખુસાલીમાં શું હોયછે? એજ આપના સમાચાર જણાવાને ચાતકપેરે આતુર—

આપની ચરણરજ દાસી સુભદ્રા "

આ કાગળ ગોપાળે ઉપરાછાપરી ત્રણ ચાર વાર વાંચ્યો. હજુ તેની તેજ લીટીઓ ફરીથી વાંચવાને તેની આંખો ઝડપી લેતી હતી. તે કાગળ તેણે દીવાળી કાકીને બતાવ્યો. પ્રિયાના પત્રનો પ્રતિ ઉત્તર લખવાનો વિચાર સ્થાયી થયા પછી તેણે તે કાગળ લખ્યો ને ચુંદુના શિરનામે તેના ઉપર મોકલ્યો.

જેઠ માસની એક સંધ્યાકાળે સુભદ્રા ઘરની પાછલી બારીએ બેશી કંઈ ઉંડો નિશ્વાસ મૂકતી હતી. તેના પગ નીચે એટલે બારી નીચે રસાળને ફળાદિથી ખીલી રહેલી વાડી આવી રહી હતી. જોકે ઉનાળાનો સખ્ત તાપ પડતો હતો, તેટલું છતાં આ બગીચાનાં ઝાડો સારી રીતે મનને આનંદ આપતાં હતાં. ચંદ્રનાં કિરણ સાદાં પીળચટાં પ્રસરી રહ્યાં હતાં, ને ચંદ્ર તેને સારી રીતે ઝકાત્રવાને તેનાં

મોં પરજ પોતાનાં શીતળ કિરણો ફેંકતો હોયની એમ જ-ણાતું હતું. આ વેળા તેનું રૂપજ ઓર તરેહનું દેખાતું હતું. સર્વ ઠેકાણે શાંત પડતું. આ ચિત્ર વિચિત્ર અને અતિ મનોહર દેખાવ જોનાર માણસની છાતિમાં આનંદ નો પ્રવાહ ચલાવતો હતો. પણ બિચારી સુભદ્રાના મનમાં તેથી વિશેષ બળાપો થતો હતો. આ વખતે પોતાના દુઃખ માટે મનમાં કંઇક સહજ બડબડી "હાય! હાય! મારા પ્રિતમ પ્રાણનાથના તરફથી પત્ર કેમ ન આવ્યો" એટલામાં 'આ આવ્યો' કહેતીજ ગુણસુંદરી એજ જગ્યા આગળ આવતી સંભળાઈ. તેનાં પગલાં સાંભળીને ગભરા યલે ચેહેરે સલજ્જ, સભય સુભદ્રા ઉભી થઈ. ગુણસુંદરી પેલો પત્ર સુભદ્રા તરફ ધરીને બોલી "મોટી બેન, આ ગોપાળદાસનો પત્ર, તમારા ભાઈએ મને હમણાંજ આપ્યો. એટલાં બધાં અધીરાં કયાં થઈ જાઓછો? તમારા ભાઈ મને કેહેતા હતા કે તે પાંચેક દિવસ પછી આવશે" આટલું કહી તે પાછી ચાલી ગઈ—સુભદ્રા તે કાગળ તરફ ઘણી પ્રેમમયી દષ્ટિ નાંખી—પરબીડીયું ફોડી—કાગળ ઉકેલી નીચે ની લીટીઓ વાંચી. તો તેમાં પણ

ગુણસુંદરીના કહેલાજ શબ્દો લખેલા નીકળ્યા—કાગળ વાંચી ઘણોજ સંતોષ પામી—બે ચાર દિવસ એમ આનંદમાં જ કાઢયા—પાંચમો દિવસ આવ્યો, ગોપાળને આજે આવ વાનું હતું—સુભદ્રા ચાતુક પક્ષી જેમ ચંદ્રની રાહ જુવે છે તેમ તેની રાહ જોતી બેઠી છે—સંધ્યાકાળનો સમય થયો પણ હજુ સુધી એ કેમ નહીં આવ્યા હોય? શું કાંઈ અડચણ તો નહીં આવી પડી હોય? એટલામાંજ કોઇ આવતું હોય તેવા ભણકારા વાગતા હોય તેમ જણાયું. કાન ધરીને કોઇના આવવાનો અવાજ તે સાંભળતી હતી, પગલાં સંભળાતા હતા, પણ હવામાં ઉડી જતા હતાં. પણ એટલામાં કોઈ નજીક આવી પહોંચ્યું. અંધારૂ હતું તેથી થોડી વા

ર તો કોણ છે તે જણાયું નહીં, પણ જ્યારે તે નજીક આ વ્યું ત્યારે આવનાર બે માણસોને જોઈને સુભદ્રા ખુશી થ ઈ. આ નવા આવનાર માણસને સુભદ્રનાં નેત્ર મળતાંજ પ્રેમભાવથી બંનો હસ્યાં, સહજ લજ્યા પામ્યાંને હસતાં હ- સતાં સુભદ્રા એ તેનું પ્રેમીવદન પાછું ફેરવ્યુ. પ્રિયા પ્રિય મળે તે વેળાએ આદરાતિથ્ય હોય નહીં, પણ ફક્ત આવી જ વિવેકી સંજ્ઞાઓ થાય છે. હર્ષીત વદને ઉભયનાં નેત્ર એક એકના અંતઃકરણને વિવેકથી ભેટયાં. અને તે ખરા અં- તઃકરણની ઉર્મીઓનું વર્ણન હાલના મિ. નવીન કવિ વગ- ર કોણ કરી શકે? પ્રિય વાંચનાર આ નવો આવનાર મા ણુસ કોણ હશે? એતો આપણો ગોપાળ અને તેની સાથે તેનો મિત્ર ચંદુ હતો. બીજે દિવસે ચંદુએ લગન કરવાને પો તાની દાદીને પૂછ્યું. તેની દાદીએ પણ હા કહી કે તરત- જ જોશી મહારાજને બોલાવી લગનનો દિવસ મુકરર કર્યો.. ભગવાનલાલને કાગળ લખ્યો. સર્વે રત્નપુર આવ્યાં —કૌસુ બી નગરીનો રાજા, કનકાપૂરીનો રાજા, તથા પુષ્પાવતીના રાજા સર્વેએ પધારી મંડપને અતિ શોભા આપવા કબુલ થયા હતા. મુકરર દિવસે સૌ ચંદ્રપૂર ગયા. ત્યાં બંનેનું મો .ટી ધામધુમથી લગ્ન કરવામાં આવ્યું.

પ્રિય વાંચનાર! અમે અહીં અમારી કલમ અટકાવીએ છીએ. આનો બીજો ભાગ જેમાં આપણી આ નવલ ક- થાની નાયીકાએ લગ્ન પછી જે સુખમાં દિવસ નિર્ગમન કર્યા છે તેનો આબેહુબ ચિતાર પૂર્ણ આશ્રય મળે કાઢી શું હવે તો જય જય નૃસિંહ!



## અગાઉથી આશ્રય આપનાર સુજ્ઞ ગૃહસ્થોના નામ

| | | |
|---|---|---|
| ૧૦૦ | અખંડ પ્રૌઢ પ્રતાપ મહારાઊલશ્રી પ્રતાપસિંહજી ગુલાબસિંહજી | વાંસદા. |
| ૨૦ | ઠાકોર સાહેબ હરીસીંગજી ફતેહસીંગજી. | આમોદ |
| ૨૦ | બજાણાના દરબાર સાહેબ બહાદુર. મે. કુંવરશ્રી જોરાવર ખાનજી નશીબ.—ખાનજી | બજાણા |
| ૧૦ | માધવરાવ મલુકચંદ | મોડાસા |
| ૧૦ | ભાદરવાના મહારાણા શ્રી ફતેહસિંહજી | ભાદરવા |
| ૧૦ | ગાંફ દરબાર સાહેબ બહાદુર | ગાંફ |
| ૬ | મેઢાસાના ઠાકોર માવતસીંગજી. | મેઢાસા. |
| ૬ | મે. ઈડર દરબાર સાહેબ બહાદુર. | ઈડર |
| ૫ | ઠાકોરશ્રી કુંવર સાહેબ બાપુ સાહેબ. | ભમરીઆ |
| ૫ | રા. સા. ભાઇલાલ વરજભાઈ. ફા.સા. | ભાદરવા. |
| ૫ | રા. રા. કાળીદાસ વરજભાઈ. | સોજીંત્રા |
| ૫ | મહાસુખ ઘેલાભાઈ | અમદાવાદ |
| ૫ | પાટડી દરબાર સાહેબ બહાદુર | અમદાવાદ |
| ૨ | સૈયદસાહેબ મીયા વા ઝુલામશાહ. મીયા વજીફદાર ઓફ વટવા | વટવા. |
| ૨ | રા. રા. મગનલાલ ભાઈશંકર | અમદાવાદ |
| ૨ | દાક્તર સાહેબ સુલેમાન એબ્રાહીમ એરૂલકર (M.B.) | " |
| ૨ | ચંદરભાણ દેવકરણ—નાની મેતાવળી | સાનંદ. |
| ૨ | શીવલાલ હરીલાલ સત્યવાદી | અમદાવાદ |
| ૨ | પા. સખીભાઈ ગીરધરભાઈ | રૂણુજ—સોજીંત્રા |
| ૨ | રા. બા. મણીભાઇ જસભાઈ | વડોદરા. |
| ૧ | મણીલાલ હીમતલાલ | અમદાવાદ |
| ૧ | રા. રા. છગનલાલ કરમચંદ | " |
| ૧ | રા. રા. સોમેશ્વર નારણજી વકીલ | " |
| ૧ | રા.રા. મણીલાલ છગનલાલ | " |
| ૧ | રા. રા. કેસવલાલ ગીરધરલાલ | " |
| ૧ | રા. રા. હરીલાલ સુળજી | " |
| ૧ | રા. રા. હરજીવંન પુંજા ઘાંચી | " |

| | | |
|---|---|---|
| ૧ | રા. રા. ગોપાળદાસ ભુખણદાસ વકીલ. | ,, |
| ૧ | રા. રા. મેમણ ગની કરીમ | ,, |
| ૧ | ડાકુવાળા મોતીલાલ ઘેલાભાઇ | ,, |
| ૧ | રા. રા. દ્વારકાંદાસ રણછોડ | ,, |
| ૧ | રા. રા. વાડીલાલ હઠીસંગ | ,, |
| ૧ | રા. રા. માણેકલાલ લલુભાઇ | ,, |
| ૧ | નાથાભાઈ લલુભાઇ. | અમદાવાદ |
| ૧ | નરસીંહલાલ નરોતમદાસ | ,, |
| ૧ | ભોગીલાલ હીમતલાલ. | ,, |
| ૧ | સા. હીરાચંદ જેચંદ | ,, |
| ૧ | બાલાભાઈ જેચંદ | ,, |
| ૧ | મહાસૂખ કાળીદાસ. | ,, |
| ૧ | સા. બાલાભાઇ વીરચંદ. | ,, |
| ૧ | સા. ભુલાભાઈ શંકરભાઇ | મહીજડા. |
| ૧ | વકીલ. વાડીલાલ અમીચંદ. | અમદાવાદ. |
| ૧ | પા. મણીલાલ ચુનીલાલ. | ,, |
| ૧ | શા. છોટાલાલ હરીલાલ અ.ઈ.ક. | ,, |
| ૧ | સકરાલાલ છગનલાલ મેહેતા. | સાણંદ. |
| ૧ | મોહનલાલ રાયચંદ | કાંપ–અમદાવાદ. |
| ૧ | છગનલાલ ઝવેરચંદ | ,, |
| ૧ | ચુનીલાલ ફતેચંદ | ,, |
| ૧ | વાડીલાલ દોલતશી. | ,, |
| ૧ | જેકીશનદાસ રણછોડદાસ | ,, |
| ૧ | કેશવલાલ પુરૂષોતમદાસ. | ,, |
| ૧ | જમનાદાસ પુજાભાઈ. | ,, |
| ૧ | રા. સા. કસનલાલ નાહાલચંદ ના૦ સુ૦ | ,, |
| ૧ | વકીલ. સાંકળચંદ રતનચંદ. | ,, |
| ૧ | છગમલાલ જેચંદ | ,, |
| ૧ | ચતુરદાસ મુળજી. | ,, |
| ૧ | મુનશી. G. હરીશંકર. રા. સા. મહીપતરામનેત્યાં | ,, |
| ૧ | દરીઆવખાં પ્રતાપસીંગ | મેડીકલ સ્કૂલ. |
| ૧ | વૈકુંઠ સ્વામી.N. M. P. | ,, |

૧ છગનલાલ દલસૂખરામ અમદાવાદ.
૧ જે. સી. શાહ. ,,
૧ ભોળાભાઈ ચુનીલાલ. ,,
૧ સાંકળચંદ મનસુખરામ ,,
૧ મગનલાલ ઘેહેલા. ,,
૧ ડાહ્યાભાઇ તરભોવનદાસ. ,,
૧ ચીમનલાલ ખીમચંદ. ,,
૧ સાંકળચંદ બેહેચરદાસ. ,,
૧ જગજીવંનદાસ નારણદાસ. ,,
૧ પા. ડાહ્યાભાઈ ભોગીલાલ. ,,
૧ પા. મગનલાલ રણછોડદાસ. ,,
૧ રા. ચુનીલાલ જેશંગ. ,,
૧ જેશંગ મગનલાલ. ,,
૧ જેશંગ નગીનદાસ. મેડીકલ સ્કુલ
૧ એરચશા દીનશાજી ,,
૧ ચંદુલાલ બીહારીલાલ ,,
૧ મેઢાસાના કારભારી સાહેબ રા. રા. શંકરલાલ
પીતાંમ્બર મેઢાસા.
૧ પા. નાથાભાઈ પુંજાભાઈ સોજીત્રા
૧ પા. ડાહ્યાભાઈ વિહારીદાસ ,,
૧ પા. સામલભાઇ ગલાભાઇ રૂણુજ
૧ પા. ચતુરભાઈ દેશાઈભાઇ શોજીત્રા
૧ પા. મગનભાઈ શંકરભાઇ ,,
૧ પા. શંકરભાઈ બાવાજી બિ. જીજીભાઈ ,,
૧ મોતીલાલ નરેરભાઇ સ્ટાંપ કારકુન
૧ પા. કીશાભાઇ ગીરધરભાઇ ,,
૧ પા. ઈચ્છાભાઈ જેઠાભાઈ ,,
૧ પા. જેઠાભાઇ વાઘજીભાઈ વસે
૧ ચોકશી મણીલાલ છગનલાલ ખેડા
૧ પા. પ્રેમાનંદ ધોળીદાસ સ. ગુ. નિશાંળ સાવર્લ
૧ રામચંદ્ર અમયાભાઈ સ. ગુ. નિ. પે. આ. સાવર્લ
૧ બાકરઅલી મુસ્તુફામીંઆ સ. ગુ. નિ. પે. આ. ગોઠડ
૧ પ્રભુલાલ ભગવંતરાય. ૦સ. જ. કોર્ટ અમદાવા
૧ હીરાચંદ કકલ માસ્તર ,,

---

# જાહેર ખબર.

આ ચોપડી નીચે લખેલે ઠેકાણેથી મળશે. સારા કાગળની કીમત **રૂપિઓ એક** તથા હલકા કાગળની ચોપડીની કીમત **આના બાર** પડશે. ટપાલ ખર્ચ જુદુંજ

**અમદાવાદ**—રા૦ રા૦ ખુશાલદાસ ગોકળદાસ દે. નાશેરી; શા. વાડીલાલ અમથાશા—સમરશાખરની પોળ,

**સિદ્ધપૂર**—રા. રા. મણીલાલ અમીચંદ.

**રાજકોટ**—રા. રા. મોહનલાલ સાંકળચંદ-પોલીસઇન્સ્પેકટર ને ત્યાંથી.

**ઊમરેઠ**—રા. રા. લીલાધર બાપુરામ

**નડિઆદ**—સત્યસાગર પ્રેસ, [illegible] રા૦ રા૦ જેશંગભાઈ સામળભાઈ નારણદેવ પાસે.

